# બાલકુંજના બીજા પાઠો



ભારત વિદ્યાલય; કરાચી

એપ્રીલ ૧૯૪૧ પ્રત ૧૨૦૦



કિંમત

| દેશમાં | પરદેશમાં |
| --- | --- |
| ૦-૬-૦ | ૧ શિલિંગ |

પ્રકાશક:
કનુભાઇ પટેલ
આદ્ય સંપાદક; બાલકુંજ
ભારત વિદ્યાલય; કરાડી.

મુદ્રક:
ચિમનલાલ ફીશાભાઈ પટેલ
દેશબન્ધુ પ્રિન્ટિંગ પ્રેસ
આણંદ

વહાલસોયા સ્વર્ગસ્થ વિદ્યાર્થી

ભાઈ ગુલાબને



# સ્વ૦ ગુલાબ ગ્રંથમાળા

**ભારત** વિદ્યાલયના વિદ્યાર્થીઓના હસ્ત લિખિત બાલકુંજમાંથી સૌથી પ્રથમ સંગ્રહ પ્રગટ કરવામાં આવ્યો ત્યારે ક્રમિક રીતે બીજા સંગ્રહો પ્રગટ કરવાની યોજના હતી. તે અનુસાર આ બીજો સંગ્રહ પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે. આ સંગ્રહ પછીના બીજા બે સંગ્રહો પ્રકટ કરવાની યોજના છે.

આ સંગ્રહની સાથે વિદ્યાલયના સ્વ. વિદ્યાર્થી ભાઈ ગુલાબનું નામ જોડવામાં આવેલું છે. ગયા ચોમાસામાં ટાઈફોઈડથી મૃત્યુ પામેલા વિદ્યાર્થી માટે સૌએ મળી સ્મારક ફાળો એકઠો કર્યો હતો. અને તેમાંથી આ અને પછીનો સંગ્રહ પ્રગટ કરવાનું નક્કી કર્યું હતું અને તેની સાથે તેનું નામ જોડવાનો ઠરાવ કર્યો હતો.

આ સંગ્રહમાં આપેલાં લખાણોને મુ. શ્રી. જુગતરામ દવેએ 'બાળકોની પ્રસાદી' લખી આપીને સંગ્રહનો પરિચય કરાવ્યો છે. તથા ભાઇ જયરામભાઇએ પોતાની પીંછીથી આ સંગ્રહને સુશોભિત કરેલો છે.

ગૂજરાતનાં બાળકોને અને બાળકોની કેળવણીમાં રસ લેતા શિક્ષણકારો અને માતાપિતાઓ આ સંગ્રહને આવકારશે એવી આશાથી તેને પ્રગટ કરવામાં આવ્યો છે.

ભારત વિદ્યાલય,
કરાચી, ૧૯–૪–૪૧

**મણિભાઈ પટેલ**
આચાર્ય

# બાળકોની પ્રસાદી

કરાડી ભારત વિદ્યાલયનાં બાલક બાલિકાઓની કલમની આ પ્રસાદી જોઇ મને આનંદ થયો. સંસ્થાનાં નાનાં બાળકોના લેખોનો એક સંગ્રહ આ પહેલાં નીકળી ચૂકયો છે. આ બીજા સંગ્રહમાં જરા મોટાં બાળકોના લેખો લાગે છે. આમાં લેખોના વિષયોનો વિસ્તાર, વર્ણનની ખૂબી, ભાષાની લહેર એ બધું આગળ વધ્યું છે.

ગૂજરાતનાં સર્વ બાળકોને આ વાચન ગમી જશે. બાળકોને બાળકોનું લખેલું પ્રિય લાગે જ. ઘણી વાર બાળકોને લખવાની હોંશ થાય છે, પણ શેના ઉપર લખવું, કેવી રીતે લખવું વગેરેની ચિન્તામાં તેમની હોંશ ઓસરી જાય છે. તેમને આ નમૂનાઓ જોયા પછી હિંમત આવશે અને પોતાની શક્તિમાં વિશ્વાસ બંધાશે.

શિક્ષકોને પણ બાળકોની શક્તિને કેટલે સુધી લઇ જઇ શકાય તે ઠરાવવામાં આવા સંગ્રહો ઉપયોગી થઇ પડ્યા વિના નહિ રહે.

બાલમાનસના અભ્યાસીઓને પણ બાળકોનું મન ચોક્કસ ઉંમરે કેવા કેવા વિષયોમાં ફરતું હોય છે, તે તપાસવામાં આ લેખો કીંમતી

થઇ પડશે. જો કે આમાં કંઇક અંશે શિક્ષકો તરફનું માર્ગદર્શન હોય જ, તેમના હાથની છેલ્લી પીંછી ફરેલી પણ હોય, તે છતાં વિવેકી અભ્યાસીને તેમાંનું મૂળ વસ્તુ પકડી કાઢતાં મુશ્કેલી ન આવે.

આ લેખો વાંચતી વખતે હું ઝીણી નજરે જોતો હતો કે દરિયા પરજનાં બાળકોનાં આ લખાણોમાં તેમના દરિયાને કેટલું સ્થાન મળેલું છે. આપણું કમનશીબ છે કે આપણે ત્યાંની દરિયાપરજના જીવનમાં દરિયો બહુ ઓછો રહ્યો છે. છતાં આ લેખોમાં દરિયાના અને ખાડીના ઉલ્લેખો ઠીક પ્રમાણમાં વેરાયેલા પડ્યા છે, એટલે હું છેક નિરાશ થયો નથી.

એક ઉણપ દેખાય છે, અને ભારત વિદ્યાલયનાં બાળકોને પણ તે તરત જણાઇ આવશે. આ સંસ્થા વ્યાયામનો ભારે શોખ વધારનારી છે. પણ આ લેખો ઉપરથી કોઈ તેવું અનુમાન ભાગ્યે જ કાઢી શકશે.

છેવટે લેખોની ગૂજરાતી ભાષા માટે બાળ લેખકોને અને તેમના શિક્ષકોને અભિનંદન આપું છું. આ વિદ્યાલય એ એક જૂની રાષ્ટ્રીય શાળા છે, ગૂજરાત વિદ્યાપીઠ રૂપ વૃક્ષની તે એક શાખા છે. ગૂજરાત વિદ્યાપીઠની ખ્યાતિ છે કે તેના વિદ્યાર્થીઓનું ગૂજરાતી ઉત્તમ પ્રકારે ખેડાય છે. વૃક્ષની પરંપરા શાખામાં સરસ રીતે ઉતરી છે એમ આ લેખ સંગ્રહ પૂરવાર કરે છે.

વેડછી આશ્રમ,
તા. ૧૭-૪-૪૧

**જુગતરામ દવે**

# અનુક્રમણિકા


| ક્રમ | લેખક્રમ | પાનક્રમ |
|---|---|---|
| ૧ | મા હોઉં જો ... ... ... ... | ૧ |
| ૨ | માનું વહાલ ... ... ... ... | ૨ |
| ૩ | મારા કૂતરા ... ... ... ... | ૪ |
| ૪ | ગાંધીજી કંતાવે શું કામ? ... ... ... | ૭ |
| ૫ | ભરવાડ... ... .. ... ... | ૯ |
| ૬ | હું તો ... ... ... ... .. | ૧૧ |
| ૭ | પૂર્ણાનો કાંડો ... ... ... ... | ૧૨ |
| ૮ | સીમલો... ... ... ... ... | ૧૫ |
| ૯ | તળાવ ... ... ... ... ... | ૧૮ |
| ૧૦ | મોહનના કૂતરા ... ... ... ... | ૧૯ |
| ૧૧ | ખડક સાથે યુદ્ધ ... ... ... ... | ૨૧ |
| ૧૨ | ભગવાન એવા સાથી? ... ... ... | ૨૨ |
| ૧૩ | મારી છત્રી ... ... ... ... | ૨૪ |
| ૧૪ | કૂવાના દેડકા ... ... ... ... | ૨૬ |
| ૧૫ | ડોશીનો લાલિયો... ... ... ... | ૨૯ |
| ૧૬ | બાગ અને કિલ્લો ... ... ... ... | ૩૧ |
| ૧૭ | ડાકોર ... ... ... ... ... | ૩૩ |
| ૧૮ | ઉનાળાનો તાપ ... ... ... ... | ૩૪ |
| ૧૯ | ધૂનમાં ... ... ... ... ... | ૩૬ |

| ક્રમ | લેખક્રમ | પાનક્રમ |
|---|---|---|
| ૨૦ | રાજા હોઉં તો ... | ૩૮ |
| ૨૧ | બાલુડા... | ૪૦ |
| ૨૨ | દુખિયારૂં કુટુંબ... | ૪૧ |
| ૨૩ | મેઘરાજાની રાહ ... | ૪૩ |
| ૨૪ | સંગીતનો જલસો | ૪૫ |
| ૨૫ | લાલી ડોશી | ૪૭ |
| ૨૬ | ઘડપણ... | ૫૦ |
| ૨૭ | ચકલીનો માળો ... | ૫૨ |
| ૨૮ | હરિ ભગત | ૫૪ |
| ૨૯ | કોણે ભર્યું | ૫૬ |
| ૩૦ | મોટી થશે ત્યારે સમજાશે ... | ૫૯ |
| ૩૧ | સ્વપ્નમાં વિમાનની સહેલ ... | ૬૧ |
| ૩૨ | રજાને દિવસે | ૬૪ |
| ૩૩ | સૂર્યદેવની ચઢાઈ... | ૬૭ |
| ૩૪ | ગામડાની ગરીબાઇ | ૬૯ |
| ૩૫ | માનકી... | ૭૧ |
| ૩૬ | અસલના અને હાલના | ૭૪ |
| ૩૭ | મફત મીઠું | ૭૬ |
| ૩૮ | બતકનાં બચ્ચાં ... | ૭૮ |
| ૩૯ | ન્યુઝીલેન્ડમાં નાતાલ | ૮૧ |
| ૪૦ | સવારનો આનંદ | ૮૪ |
| ૪૧ | ભરતી વેળાએ ... | ૮૬ |
| ૪૨ | રંકમાંથી શેઠ | ૮૯ |
| ૪૩ | અંધારિયું અજવાળિયું | ૯૧ |
| ૪૪ | સંયમરાજની રાજભક્તિ ... | ૯૩ |
| ૪૫ | ગામ સફાઇ | ૯૬ |

# મા હોઉં જો

(માં હોઉં જો આભનો તારો—એ ઢાળ)








મા હોઉં જો ખોલકું નાનું,
તો ભૂંકવાની કેવી મઝા.

મા હોઉં જો કૂતરૂં નાનું,
તો ભસવાની કેવી મઝા.

મા હોઉં જો વિમાન નાનું,
તો ભમવાની કેવી મઝા.

મા હોઉં જો ફૂલડું નાનું,
તો મહેકવાની કેવી મઝા.

મા હોઉં જો હરણું નાનું,
તો ઠેકવાની કેવી મઝા.

મા હોઉં જો સસલું નાનું,
તો કૂદવાની કેવી મઝા.

છોટુભાઇ ઉ પરેજી
ધો. ૫મું

# માનું વહાલ

રજાનો દિવસ હતો. બધા વિદ્યાર્થીઓ દરિયે નાહવા જવાના હતા. હું ઘેરથી તૈયાર થઈ શાળામાં આવ્યો, પણ મોડો પડયો. એટલે શાળાના બાગમાં જઈ બેઠો.

બાગમાં બે ખીસકોલી અને ત્રણ ચકલી કરેણુ પર આનંદથી રમતાં હતાં. ખિસકોલીનું નાનું બચ્ચું તો નીચે જ હતું. ખિસકોલી તેને બોલતાં શીખવતી હતી. ચંપલી તો જાણે ખિસકોલીનો બાટ હોય, તેમ તે ચંપેલીના માંડવા પર આમ તેમ ઠેકંઠેકા કરતી હતી. એટલામાં કાગડાએ

તેના પર તરાપ મારી. ખિસકોલીએ પોતાના નાના બચ્ચા સાથે નાસવા માંડયું. કાગડાએ તેની પૂઠ પકડી. પેલા કાગડાની મદદે બીજો કાગડો આવી પહોંચ્યો. અને બન્ને કાગડાઓએ થઇ ખિસકોલીને ખૂબ હેરાન કરી. આખરે તે એક પથ્થરના ટુકડા પર પડી, અને તરફડિયાં મારવા લાગી. અમે ઓટલા પર બેઠા હતા. અમારી પાસે જ પાણીની ડોલ હતી. અમે માથા પર પાણી છાંટયું. ત્યારે તેને કળ વળી. તેનું બચ્ચું અમને જોઇને ભાગ્યું નહિ. પણ તેની મા પર આમતેમ આટોળવા લાગ્યું. તેની માને ભાન આવ્યું, ત્યારે તેના બચ્ચાને લઈ ખીલખીલ કરતી લીમડાના ઝાડપર ચઢી ગઈ.

દુર્લભભાઇ ના. પટેલ
ધો. ૬ ઠ્ઠું

# મા રા કૂ ત રા



મારે બે કૂતરા છે. એક કાળિયો અને બીજો બાંડિયો. કાળિયો હવે ઘરડો થવા આવ્યો છે. બાંડિયો જુવાન છે.

મને કૂતરા પાળવાનું બહુ ગમે છે. જેવાં કૂતરાં હોય તેવાં, પણ મને કૂતરાં ખૂબ ગમે છે. કોઈ બાંડિયા અને કાળિયાને ખરાબ ગણતા હોય, પણ મને તે સારા લાગે છે. કૂતરા મને નથી ભૂલતા. હું કૂતરાને નથી ભૂલતો.

હું જ્યારે શાળાએથી છૂટી ઘેર જાઉં છું, ત્યારે કૂતરા સામા આવે છે. ઠેઠ આમલી સુધી કે

મારા ઘર આગળ કૂવો છે ત્યાં સુધી. હું તેમને ન જોઉં, પણ કૂતરા મને ઓળખી કાઢી દોડી આવે છે. કોઇ દિવસ હું જાણી જોઇને તેમની સાથે બોલું નહિ, ત્યારે કૂતરા મારા ઉપર ચડી જઇને ગેલ કરે. કૂતરા તેમની ભાષામાં ઉ ઉ કરીને મને બોલાવે, છેવટે હું થાકીને બોલું.

કૂતરા શાળાએ પણ આવે છે. હું દાદર ઉપર ચઢવા જાઉ, ત્યારે બાંડિયો મારા કરતાં આગળ જઇને ઉભો રહે. હું તેમને નીચે ઉતારી ઘેર મોકલું, પણ બાંડિયો તથા કાળિયો ઘેર ન જાય.

એક વખતે હું કઠેરામાં સૂઇ ગયો હતો. બાંડિયો ઉપર આવ્યો અને કાળિયો નીચે રહ્યો. હું તો ઉંઘાઇ ગયો. ઘરર ઘરર કરી ઘોરવા લાગ્યો. બાંડિયો પણ સાથે સૂતો હતો. ત્યાં છગનભાઇ આવી પહોંચ્યો, અને મને કાનમાં સળી ખોસવા લાગ્યો. હું તો ઉંઘતો હતો. બાંડિયો એકદમ જાગી ઉઠયો. અને છગનને

કરડવા દોડયો, એટલામાં હું જાગી ઉઠયો. અને બાંડિયાના કાન પકડી લીધા. છગનભાઇ તો નાશી ગયો. હજી આજે પણ બાંડિયા અને કાળિયાને જોઈ છગનભાઇ ડરે છે. આવા તો અનેક બનાવો છે. આ તેમાંનો એક છે.

આવી રીતે મને જો કોઈ કંઇ કરે, તો બાંડિયો તેને કરડવા દોડે છે.

**મોહનલાલ રા. પટેલ**
ધો. ૫ મું



# ગાંધીજી કંતાવે શું કામ!

એક દિવસ અમે રાત્રે બેઠાં બેઠાં કાંતતાં હતાં. મારી સાથે બીજી એક બહેન પણ હતી. તે બહેને મને પૂછ્યું, 'ગાંધીજી કંતાવે શું કામ! એનાથી પૈસા પેદા થાય!'

મેં કહ્યું, કે જે કોઈ ગરીબ માણસ હોય તેની પાસે ગાંધીજી કંતાવે છે. જેમને પૂરતું ખાવાનું ન મળે તેવાં બધાં કાંતે.

તેણે મને કહ્યું કાંતે તેમાં કદાચ એક બે પૈસા આવે તેનાથી શું થાય! મેં સમજાવ્યું કે આજે આપણા ઘરમાં એક બે પૈસા કયાં છે! પૈસાવાળા હોય તેને એક બે પૈસા હિસાબમાં નથી. ગરીબને તો એક પૈસાની કેટલી બધી કિંમત છે! ગાંધીજી લોકોને કહે છે "કાંતો અને ખાદી પહેરો." જો આપણે કાંતીએ તો આપણાં લુગડાં પોતે બનાવી શકીએ. અને જો દુકાનેથી લાવીએ તો આપણને મોંઘાં પડે અને વિદેશી કહેવાય. માટે આપણે પોતેજ કાંતવું જોઇએ, અને પોતાનાં કપડાં શીવડાવી પહેરવાં જોઇએ.

મણિબહેન મ. પટેલ
ધો. ૬ ઠ્ઠું

# ભરવાડ

એક હતો ભરવાડ. તેની પાસે ઘણાં બકરાં અને ઘેટાં હતાં. તેણે એક કૂતરો પાળ્યો હતો. તે કૂતરો ખૂબ ચાલાક હતો. જો કોઇ માણસ રાત્રે બકરાં ચોરવા આવે તો તેને ફાડી ખાય.

દર વરસે ચોમાસું આવે, ત્યારે ભરવાડ પોતાનાં બકરાં ઘેટાં લઇને વગડામાં ચારવા જતો. વગડામાં લીલું લીલું ઘાસ હોય, કુમળાં કુમળાં ઝાડનાં પાંદડાં હોય, ઝરમર ઝરમર વરસાદ વરસતો હોય અને આખું વન લીલું લીલું થઇ રહ્યું હોય, ત્યારે ભરવાડ બકરાં ચરાવા જાય.

ભરવાડ ઝાડની ડાળીએ બેસીને રોજ બંસી બજાવતો. બંસી સાંભળીને મોર થનગન

નાચવા મંડી જતા. હરણો ઠેકવા મંડી જતાં. પંખીઓ કલ્લોલ કરતાં.

ભરવાડ સાથે હરણાં અને મોર હળી મળી ગયેલાં. ભરવાડ હરણાંને પંપાળતો અને ગેલ કરાવતો. હરણાંને ફૂલની માળા બનાવી પહેરાવતો. ભરવાડને મોરના ટહુકા સાંભળવા બહુ ગમતા. મોર નાચી કળા ચઢાવે, ત્યારે ભરવાડ હરખી ઉઠંતો.

ભરવાડ જંગલની તાજી હવા, દૂધ, છાશ અને માખણ ખાઈ ખાઇને ખૂબ મજબૂત અને ભરાવદાર બન્યો હતો. તેને વરૂ અને ચિત્તા સાથે કુસ્તી કરવાનું બહુ ગમતું. અને વરૂ ચિત્તા વગેરે આવી લાગે ત્યારે તેમની સાથે ખૂબ કુસ્તી કરતો. આમ ચોમાસું વગડામાં ગાળીને પાછો પોતાને ઘેર જતો.

વલ્લભભાઇ ભા. પટેલ
ધો. ૫ મું.

# હું તો

હું તો આભને આરે ગઇ'તી,
કે વાદળી રમતી'તી.

હું તો નદીને તીરે ગઇ'તી,
કે ઝરણાં ગાતાં'તાં.

હુ તો સરવરની પાળે ગઇ'તી,
કે પાણી નાચતાં'તાં.

હું તો સમદર કાંઠે ગઇ'તી,
કે મોજાં ઘુઘતાં'તાં.

હું તો ગામને પાદરે ગઇ'તી,
કે વડલા ડોલતા'તા.

હું તો વડલા નીચે ગઇ'તી,
કે ગાવડાં ઝોકતાં'તાં.

પાનીબેન રા. પટેલ
ધો. ૫મું

# પૂર્ણાનો કાંઠો

અમારા ગામની પાસે જ પૂર્ણા નદી છે. આજે રજા હતી. એટલે હું નદી તરફ નીકળ્યો. સરકારી શાળાના વિદ્યાર્થીઓને પણ રજા હતી. તે મારી સાથે આવવા કહેતા હતા. પણ વારેથી આવવાના હતા, એટલે હું એકલો ચાલી નીકળ્યો.

સૌથી પહેલી ખાડી આવી, એટલે તેમાં પહેલાં નાહી લીધું. આગળ ચાલતાં કેટલાંય ઢોર ચરી રહ્યાં હતાં. કોઈ કોઈ ઢોરને માટે ચાર કરતું હતું. કોઈ નદીમાંથી લાકડાં કાઢતા હતા. મને પણ લાકડાં કાઢવાનો વિચાર થયો, પણ નદીમાં પૂર ભારે તેથી બીજા લોકોએ મને ના પાડી.

કેટલાક લોકો માછલાં પકડી આવતા હતા. તેમની પાસે ઘણી મોટી માછલીઓ હતી. બીજા કેટલાક છોકરાઓ પણ માછલાં પકડતા હતા. દૂર એક મોટી ભેંસ પડેલી હતી. જાણે હાથીનું નાનું બચ્ચું બૂડીને મરી ગયેલી એટલે પાણી પી ફુલી ફુલીને હાથીના બચ્ચા જેવી થયેલી.

દૂર દૂરથી માછી લોકોના મછવાઓ માછ-લાંથી ભરાઈ ભરાઇને આવતા હતા. તેઓ ગીત ગાતા ગાતા જતા હતા. મછવાને ફૂલનો હાર પહેરાવેલો હતો. નાળિયેર પણ ફોડેલું જણાતું હતું. અને સિધવાઈ માતાની જય એમ પોકાર કરતા હતા.

નદીમાં આવેલાં પુરનાં પાણી ઉતરતાં જતાં હતાં. એટલામાં બીજા વિદ્યાર્થીઓ આવ્યા અને તેઓ નાહવા પડયા. એટલે મારૂં મન પણ ખેંચાયું. હું પણ પડયો. થોડે દૂર પાણીમાં જતો અને પાછો આવતો. બીજાઓ તો સામે પાર પહોંચીને મઝા કરવા લાગ્યા અને

મનેય તેડવા લાગ્યા. હું પણ પહોંચ્યો. સામે પાર જઈ રેતી વડે દાંત સાફ કરવા લાગ્યો.

ખૂબ નાહી ગમ્મત મઝા કરી ઘેર આવ્યો. ઘેર ગયો ત્યારે તો બે વાગેલા હતા એટલે મને મારી મા બહુ જ વઢી અને કહી દીધું 'કે આજે તને ખવડાવવાની નથી' અને ખૂબ ખીજાઈ. પણ છેવટે તો માએ ખાવાનું આપ્યું.

**સોમાભાઈ ર. પટેલ**
ધો ૬ઠું

# સીમલો



એક છોકરો હતો. તેનું નામ સીમલો હતું. તેનાં માબાપ મરણ પામ્યાં હતાં. બિચારો એકલો જ હતો. ન હતો ભાઇ કે ન હતી બહેન. કોઇ જ ન હતું. શું કરે? રહેવા માટે ઝૂપડું પણ ન હતું. ખાવાને અન્ન ન હતું. પહેરવાને કપડાં ન હતાં. ગામમાં આમતેમ રઝળતો હતો. ખભે ખાલી ઝોળી લટકતી હતી. ભૂખે આંખો ઉંડી પેસી ગઈ હતી. જમીન પરથી પગ ઉપડતો ન હતો. 'સાત દિવસનો સૂકો રોટલો મળે તો પણ ખાઇ

જાઉં. હે ભગવાન! દયા કર.’ એમ તેના મનમાં થતું. તેની આંખમાંથી આંસુ ટપકતાં હતાં. તે તેની મેલી અને ગંદી ઝોળીથી આંસુ લૂછતો હતો. ડુસકાં ખાતો ખાતો ચાલતો હતો. તેને મનમાં થયું ‘લાવ, શહેરમાં જાઉં.’ એમ કહી તે શહેરમાં ગયો.

સીમલો શહેર જોઇ રાજી થયો. કંઈક ખાવાનું મળશે એ વિચારથી આનંદ પામવા લાગ્યો. રસ્તાપર એક દુકાન હતી. ત્યાં જઇને કહેવા લાગ્યો ‘બાપુ! જરા દયા કરો! ભગવાન તમારૂં ભલું કરશે.’ દુકાનદારે કહ્યુ ‘જાય છે કે નહિ? તમારા જેવા તો અહીં સો સો અથડાય છે. તે પણ કહે છે કે ભગવાન તમારૂં ભલું કરશે’ તો ય અમારૂં ભલું થતું નથી.’

સીમલો ત્યાંથી આગળ ચાલ્યો. એક ફળની દુકાન આવી. ત્યાં સરસ ફળો ગોઠવેલાં હતાં. શેરડીના સાંઠા ઉભા કરેલા હતા. એક માણસ તે સાંઠા કાપતો હતો. સડેલો નીકળે તો ફેંકી દેતો હતો. સીમલાએ એક કટકો જોયો અને

ઝટ ઉપાડી લીધો. અને આનંદ પામતો ઝાડ નીચે જઈ ઉભો રહ્યો.

થોડી વારે એક માણસ ત્યાંથી જતો હતો. સીમલાએ બે હાથ ઉંચા કરી સલામ કરી કહ્યું 'બાપુ ! દયા કરો ! ભગવાન તમારૂં ભલું કરશે.' પેલાને દયા આવી અને પૈસો આપ્યો. સીમલાએ બે હાથ પહોળા કરી પૈસો લીધો, અને ફાટેલા ખીસ્સામાં મૂકી દીધો. એમ ત્રણ ચાર પૈસા મેળવ્યા.

બપોર થયા સીમલો ભૂખ્યો થયો. ભૂસા-વાળાની દુકાને જઈ સેવમમરા લીધા. હાથમાં પડીકું પકડી ઝાડ હેઠળ આવ્યો. ઝાડ નીચે બેસી ગાતો ગાતો નિરાંતે ખાવા લાગ્યો. થોડું પાણી પી ત્યાં જ ઉંઘી ગયો.

સીમલાએ આ ઝાડને પોતાનું ઘર માન્યું. અને રોજ ભીખ માગી આવી આ ઝાડ નીચે આવતો, બેસતો, ખાતો અને નિરાંતે ઉંઘી જતો.

**શાંતિબેન રામજીભાઇ**
ધોરણ ૬ ઠું

# તળાવ

તળાવને કાંઠે વડલો ને પીપળો,
તેની બાજુમાં લીમડો હોજી.

રોજ રમવાને છોકરાં ત્યાં આવતાં,
ભરવાડ લાવતો બકરાં હોજી.

ચોમાસે તળાવ છલબલ છલકાતાં,
દેખી દેખીને સૌ નાચતાં હોજી.

સૌ છોકરાં ત્યાં નાવાને આવતાં,
નાનકડી હોડલી લાવતાં હોજી.

ગિજુભાઈ ના. પટેલ
ધો ૬ ઠું



# મોહનના કૂતરા

મોહનભાઇ કૂતરાના ભારે શોખીન. એની પાછળ કાળિયું ધોળિયું કે ગમે તે એક કૂતરૂં તો ભટકતું હોય. મોહનભાઈ એક કૂતરાની સાથે દોસ્તી ન રાખે, પણ બે ત્રણ સાથે દોસ્તી રાખે. એ ઘેર જાય એટલે ફળિયાનાં કૂતરાં, એને જોઇ પૂછડી પટપટાવતાં ગેલ કરતાં એની ફરતે ફરી વળે.

બધા કરતાં એને ગઠિયા પર બહુ હેત. ગઠિયો ચાલાક. તેના શરીર પર સપાટ ચળકતા વાળ અને બરાબર ગઠિયોજ. એટલે મોહન એની સાથે ખૂબ રમે. કાળિયાની અને મોહનની ઘણા વખતની દોસ્તી. એટલે કાળિયો હમેશાં મોહનને ત્યાં પડી રહે. કાળિયો હવે ઘરડો થવા આવ્યો છે. એટલે પહેલાં જેવો ચાલાક નહિ, વળી જરા ચિડિયા સ્વભાવનો પણ ખરો. દેખાવે ગંભીર. તેની બોચી પર બગાઇઓ બાઝેલી જ હોય. ઝીણી અને લાલ આંખ. કોઈ તેને પજવે તો ભસીને ચડી જ બેસે. આટલો ચિડિયો પણ મોહન સાથે તો ઢીલો ઢસ.

બાંડિયો કૂતરો એ મોહનનો નવો દોસ્ત. હમણાં હમણાં ગઠિયો કંઈ દેખાતો નહિ, એટલે મોહન બાંડિયા સાથે રમે. તેના પર કાન પકડીને સ્વારી કરે. હાથમાં રોટલો લઇ પોતાને હાથે ખવડાવે. કોઇ વખતે બે જડબાં પકડી તેના દાંત ગણે. કૂતરો શાંતિથી આ બધું કરવા દે, ઉલટો ગેલકાય.

મેં એક દિવસ મોહનને પૂછ્યું, 'આ ગઠિયો અને આ બાંડિયો બંને સગા કે ?' મોહને વાત ચોકખી કરી કહેવા માંડયું. 'બાંડિયો અને ગઠિયો બંને સગાભાઇ. તેમની મા હડખાયેલી થઇને હમણાં જ મરી ગઇ. અને આ કાળિયો તો તેમનો બાપ થાય.' મને ખૂબ હસવું આવ્યું. હું પેટ પકડીને હસ્યો. મારા હસવામાં મોહને પણ ભાગ લીધો. અને અમે હસતા હસતા ભાત ભેગા થયા.

**નરસિંહભાઈ ભા. પટેલ**
ધો. ૭ મું.

# ખડક સાથે યુદ્ધ

દરિયાનાં મોજાં અને ખડક વચ્ચેનું યુદ્ધ ઘણા વખતથી ચાલે છે. મોજાં આગળ જવા દોડતાં આવે છે, પણ ખડક સાથે અથડાઇને પાછળ પડે છે. પણ આ યુદ્ધમાં છેવટે તો દરિયો જીતે છે.

દરિયો ધુ ધુ અવાજ કરી મોજાંને શૂરાતન ચઢાવે છે. ખડક પહાડની પેઠે અડગ ઉભો રહે છે. અને ભયંકર ગર્જના કરતો મોજાંને અથડાવે છે. ઘર જેવડાં મોટાં મોટાં મોજાં તેને આથડે છે, અને ખડકને કોઇ વખત ડૂબાવી દે છે. વારંવાર મોજાં ખડક સાથે આથડી આથડીને ખડકને તોડી પાડે છે. છેવટે ખડકના ભૂકેભૂકા થઈ જાય છે, અને નાના મોટા પથરા બની જાય છે. ખડક છેવટે હારે છે. દરિયો નાશ પામેલા ખડકના નાના મોટા પથરાને કેદ કરી રાખે છે.

દરિયા અને ખડકના યુદ્ધમાં અનેક જીવ-જંતુઓ નાશ પામે છે.

**કનુભાઇ પટેલ**
ધો. ૬ ઠું.

# ભગવાન એવા શાથી !

આજે બધા માણસો આનંદી જણાતા હતા. બધાએ સાથિયા પૂરીને આંગણાં શોભાવ્યાં હતાં. બધા સુંદર અને સ્વચ્છ કપડાં પહેરીને ફરતા હતા. કારણ આજે ગોકુળઆઠમનો દિવસ હતો. આજે મંદિરમાં ઘણા માણસો જતા હતા. એમાંના કેટલાક તો આજે જ મંદિરમાં જતા હતા.

સાંજને વખતે મંદિરમાં ભીડ થવા લાગી. મંદિરમાં ભગવાનની મૂર્તિ હતી. પણ મંદિરના મહારાજ હિંદુ સિવાય બીજા કોઇને દર્શન માટે જવા દેતા ન હતા. અમારા ફળિયાના ઘણા છોકરાઓ મંદિરમાં જતા હતા. હું પણ સાથે સાથે ગયો. મંદિરના દરવાજા બહાર હરિજન ભાઇઓ ઉભા હતા. તેઓ ઉભા ઉભા બહારથી બધું જોતા હતા. મને વિચાર આવ્યો, 'હરિજનો તો હિંદુ કહેવાય છે, તેમને શા માટે નહીં જવા દેતા હોય ! થોડીવાર બહાર ઉભો રહ્યો. પછી ઘણા જણાની સાથે સંતાતો સંતાતો

ભગવાનની મૂર્તિ જોવા અંદર પેઠો. બધાની સાથે મૂર્તિ જોવા લાગ્યો. પણ તરતજ મહારાજે મને ઓળખી કાઢ્યો. હું મહારાજ તરફ જોવા લાગ્યો. મહારાજે મારી સામે ડોળા કાઢી બૂમ પાડી. 'એ લડકા ચલ જાવ, અભી ચલ જાવ. હમજાકા* લડકા હો કે અંદર આતે હો' આ સાંભળી હું તો ભાગી છૂટ્યો.

મને વિચારો આવવા લાગ્યા. ભગવાન તો સર્વેને સરખાં ગણે છે. ત્યારે આ ભગવાન એવા શાથી !! હરિજનને દર્શન આપતા નથી. મારા જેવા છોકરાને પણ પેસવા દેતા નથી ! પણ પછી વિચાર આવ્યો કે સાધુની બુદ્ધિ એવી એટલે મને કાઢી મૂક્યો. પણ પછી થયું, સાધુનામાં બુદ્ધિ તો ભગવાનેજ મૂકીને ! તો ભગવાને એવી બુદ્ધિ શાથી મૂકી હશે ! એમ વિચારતો વિચારતો હું ઘેર આવ્યો.

સ્વ. ગુલાબભાઈ
ધો. ૬ ઠું.

---

* મુસલમાન. હજામ.

# મારી છત્રી



એક દિવસ હું મારી છત્રી લેવા માટે મારા ઘરના ખૂણામાં ગયો. મારો હાથ છત્રી પર પડયો, કે તરતજ મને છત્રી કહેવા લાગી. ‘‘જો, તું કેટલો બધો સ્વાર્થી છે! તને જ્યારે મારી

જરૂર પડી, ત્યારેજ તું મને શોધતો શોધતો આવ્યો. તેં મને એક ગંધાતા ખૂણાની અંદર આઠ મહિના મૂકી રાખી. તું કેવો સ્વાર્થી! અંધારા ખૂણામાં હું નિરાંતે ઉંઘતી હતી, ત્યાંથી તેં મને જગાડી.

પણ મેં મારૂં જીવન સેવામાં આપેલું છે. માણસે મને બનાવી, ત્યારથીજ હું સેવા કરૂં છું. મારા ગોળ મટોળ શરીર ઉપર ધોધમાર વરસાદ ઝીલું છું. મારા શરીરને આઠ પાંસળીઓ છે. એ પાંસળીઓના આધારે મારા શરીરની ચામડી ધોધમાર વરસાદ ઝીલી શકે છે. પણ એ ધોધમાર વરસાદના મારથી હું ખૂબ રડું છું. અને રડી રડીને આઠ આંખોએ આંસુ પાડું છું. હું દુઃખી થઇ તને સુખી કરૂં છું. જાતે દુઃખી થઇ પારકાને સુખી કરવા એનું નામ સેવા. અને એ સેવાને સત્ય માનીને હું મારી પવિત્ર ફરજ બજાવું છું."

**નરસિંહભાઇ ભા. પટેલ**
ધો. ૭ મું.



# કૂવાના દેડકા

ધગધગતા ઉનાળાના દિવસો હતા. તાપનો હિસાબ ન હતો. ઘરમાં પણ બે ઘડી નહીં રહેવાય, એટલો સખત તડકો હતો.

તે દિવસે અમે ચાર બહેનપણીઓ સીમ તરફ ફરવા ગયાં. ચાલતાં જઈએ અને ઘટાદાર ઝાડની છાંય નીચે બેસતાં જઈએ. એમ જતાં જતાં અમને તરસ લાગી. સામે કૂવો દેખાયો.

કૂવા પર જઈ અમે ડોલ ઉપાડી, અને અંદર મૂકવા માંડી. એટલામાં અવાજ આવ્યો. "ભાઈ આ દુનિયા તો ગોળ છે અને આખી દુનિયા પાણીથી ભરપૂર છે." અમે અંદર જોયું તો બે દેડકા બોલતા હતા. અમને થયું કે લાવો, દેડકાને બહાર કાઢી દુનિયા બતાવીએ.

ડોલ વડે અમે દેડકાને બહાર કાઢયા. બહારની દુનિયા જોઈ દેડકા તો આશ્ચર્ય પામ્યા. અને બહાવરા બની આ બાજુ તે બાજુ જોવા લાગ્યા. અમે કહેવા માંડયું 'કેમ દેડકાભાઈ' આ બધું શું દેખાય છે! તમારી પાણીથી ભરપુર દુનિયા કયાં જતી રહી! દેડકા કહેવા લાગ્યા, 'અમે જન્મ્યા ત્યારથી પાણી જોતા આવ્યા. એટલે અમારે મન તો દુનિયા પાણીથી

ભરપૂર જ લાગતી.' અમે કહ્યું 'દુનિયામાં પાણી તો છે જ, પણ આખી દુનિયા નહીં. પોણો ભાગ પાણી છે અને પા ભાગ જમીન પણ છે.'

દેડકાભાઇ ડેં ડુ કરતા કરતા પાછા કૂવામાં ધબાક દઇને પડયા. પાણી પી અમે પાછાં ઘર તરફ વળ્યાં.

ડહીબહેન સુ. પટેલ
ધો. ૬ ઠું.



# ડોશીનો લાલિયો

એક ગામમાં ડોશી રહેતી હતી. તેને એક છોકરો હતો. તેનું નામ લાલિયો હતું. ડોશી એક દિવસ લાલિયાને કહે 'બેટા, હવે તું કંઇ કમાવા જા. આપણે ગરીબ માણસ.' લાલિયો વાણિયાને ત્યાંથી ખર્ચ માટે પૈસા લઇ આવ્યો અને ગયો કમાવા.

લાલિયો મીલમાં સાંચા ચલાવવા લાગ્યો. તેને મહિનાના ૪૦) રૂા. મળવા લાગ્યા. ડોશી તો ઘેર હતી. તે વિચારવા લાગી, 'મારાથી મજૂરી તો થતી નથી, પણ લાવ નીંદવા જાઉં. લાલિયો મહિને બે મહિને તો પૈસા મોકલશે જ.'

લલિયાએ ડોશીને બે મહિના પછી ૫૦) રૂા. મોકલ્યા. ડોશીએ વાણિયાને ત્યાં જઈ ૨૦) રૂા. આપી દીધા. પોતાને માટે ૩૦) રૂા. રાખ્યા. તેમાંથી ૫) રૂા. ડોશીએ બહાર રાખી બાકીના ૨૫) રૂા. દાટી દીધા. તે પોતે મજૂરી કરીને

ખાતી હતી. લાલિયાએ બે ત્રણ મહિના પછી બીજા રૂપિયા મોકલ્યા. ડોશીએ તે રૂપિયા પણ દાટી દીધા. દીકરો રૂપિયા મોકલતો, તેથી ડોશી ખૂબ હરખમાં ને હરખમાં જીવતી.

ડોશી ઘરડી થઇ. હવે થોડા વખતમાં મરી જવાશે એમ તેને લાગતું હતું. પણ તેને મનમાં થયું 'લાલિયાનું મોઢું જોઇને મરીશ.' એટલે ડોશીએ કાગળ લખાવ્યો. લાલિયો ઘેર આવ્યો. ડોશીએ પથારીમાંથી ઉઠી પૈસાવાળી જગા બતાવી કહ્યું 'દીકરા, તેં મોકલેલા પૈસા અહીં દાટ્યા છે.' પછી ડોશી મરણ પામી. લાલિયો ડોશીને સંભારી સંભારી ખૂબ રડયો.

**રમણલલા છી. પટેલ.**
ધો. ૫ મું.



# બાગ અને કિલ્લો

આ વરસે અમે સુરત રમત ગમતની હરીફાઈમાં ગયાં હતાં. ત્યાં અમે વિક્ટોરિયા બાગ જોયો. ત્યાં ઘણી જાતનાં ફૂલ ઝાડ હતાં. આ વર્ષે ગુલાબનાં ફૂલ ખૂબ દેખાતાં હતાં. કોઇ ફૂલ ગુલાબી રંગનાં, તો કોઈ ફૂલ ધોળા રંગનાં હતાં. ફૂલ ખૂબ મોટાં અને સુગંધીદાર હતાં.

કેટલાંક ખીલીને કરમાઈ ગયાં હતાં. અને નીચે પડયાં હતાં. અને કેટલાંક હજી ખીલતાં હતાં. પતંગિયાં એક ફૂલ ઉપરથી બીજા ફૂલ ઉપર જઇ મધ ચૂસતાં હતાં. એક ફૂવારો વચ્ચે ઉડી રહ્યો હતો. ત્યાં ઘણી ઘણી જાતનાં ફૂલઝાડ હતાં.

બાગમાં સોપારીનાં ઝાડ હતાં. તે ખજૂરીના ઝાડ જેવાં દેખાતાં. ઉપર સોપારી લટકી રહી હતી. વિક્ટોરીયા બાગ આગળ તાપી નદી વહી રહી હતી. ઘણા માણસો તેમાં નાહતાં હતાં. કોઇ ધોતાં હતાં અને કોઇ કોઈ હોડીમાં બેસી ફરતાં હતાં.

તાપી નદી ઉપર મોટો પૂલ છે. તેનું નામ હોપ પૂલ છે. પૂલ ઉપરથી ભોં ભોં કરતી મોટરો દોડતી હતી. પૂલ પાસે મોટો અને મજબૂત કિલ્લો છે. ત્યાં તોપો પણ પડેલી હતી. તેમાં એક તોપ બહુ મોટી હતી. બારણાં જોયાં તો મોટાં મોટાં. મોટા ખીલા મારેલા. હાથી પણ તોડી શકે નહિ એવાં મોટાં અને મજબૂત.

અમે કિલ્લાના માળ ઉપર ચઢયાં. ઉપરથી નદીમાં થોભેલાં વહાણ દેખાતાં હતાં. વહાણમાં નાળિયેર, નળિયાં, ઇંટ વગેરે આવેલું હતું. અને એ બધો માલ બંદર પર ઉતરતો હતો. તાપીને ડાબે કાંઠે રાંદેર ગામ આવેલું છે. આ બધું જોઇને અમે સ્ટેશન તરફ આવવા ઉપડયાં. રસ્તામાં બજાર જોતાં જોતાં સ્ટેશને પહોંચ્યાં. ટિકિટ કાઢાવી ગાડીમાં બેઠાં અને નવસારી સ્ટેશને ઉતર્યાં. ત્યાંથી અમારો બીસ્તરો લઇ ચાલતાં ચાલતાં ઘેર આવી પહોંચ્યાં.

ડહીબહેન સુખાભાઇ
ધો. ૬ ઠું

# ડાકોર

ડાકોર મોટું શહેર છે. હિંદુસ્તાનમાં જાત્રાનાં સ્થળો છે, તેમાંનું ડાકોર પણ એક છે. ત્યાં રણછોડજીની મૂર્તિ છે. મંદિર દિવસમાં બે વખત ખોલે છે. તે મંદિરમાં લોકો દર્શન કરીને પૈસા નાખે છે. કેટલાય રૂપિયા દહેરામાં પડતા હશે.

દહેરાની મૂર્તિનાં રૂપ ત્રણ વખત બદલે છે. સવારે નાના છોકરા જેવું, બપોરે મોટા માણસ જેવું, અને સાંજે ઘરડા જેવું થઈ જાય છે.

રણછોડજીને દ્વારકાંથી ડાકોર લાવેલા, અને તળાવમાં સંતાડી પાડેલા. ત્યાં તેમનાં પગલાં પાડેલાં છે. માણસો એ જગાએ તીર્થ કરવા જાય છે. આ તળાવને ગોમતી કહે છે. ગોમતીની વચ્ચે પગલાં છે. ત્યાં જવા કિનારેથી પૂલ બાંધેલો છે. ગોમતી ખૂબ મોટી છે. તેમાં માછલાં, મગર, કાચબા રહે છે. ગોમતીમાં લોકો નહાઈને પવિત્ર થાય છે.

ગોસાઈભાઈ

ધો. ૫ મં

# ઉનાળાનો તાપ

સખત તાપ પડતો હતો. તળાવો સૂકાઇ ગયાં હતાં. નદીનાળાંમાં પણ પાણી સૂકાવા લાગ્યાં હતાં. ખૂબ તાપથી રસ્તે ચાલતા માણસો પણ બોલતા હતા કે "આજે ખૂબ તાપ પડે છે." અને થોડી થોડી વારે પરબેથી અથવા કોઇકને ઘેરથી પાણી માગીને પીતા હતા. તાપ ખૂબ હતો, એટલે એકે પક્ષી ઉડતું ન

હતું. બધાં પક્ષીઓ પોતપોતાના માળામાં બેસી રહેતાં.

તાપ ખૂબ પડતો હતો, અને પવન તદ્દન બંધ પડી ગયો હતો. એટલે માણસોને ખૂબ ગભરામણ થતી હતી. ઝાડનું પાંદડું પણ હાલે નહિ. લોકો જરા જરા વારે પાણી પીતાં હતાં. તાપ સખત અને પવન બીલકુલ નહિ, એટલે ગભરામણ તો દરેકને જ થતી હતી. ગામનાં કૂતરાં પણ પાણી ઢોળાયેલું હોય તેવી ભીની જગાએ બેસીને જીભ બહાર કાઢીને હાંફતાં હતાં. માણસો પણ તાપથી કંટાળી પંખાથી અથવા કપડાના ટૂકડા વડે શરીરને પવન નાખતાં હતાં. આવે વખતે કોઇને કામ કરવાનું દીલ થતું નહિ.

**નારણભાઇ ના. પટેલ**
ધો. ૭મું



# ધૂનમાં

આજે અમારે પુસ્તક લેવાનો વારો હતો. અમે બધા પુસ્તક લેવા માટે ગયા. સારાં સારાં પુસ્તકો મેળવવા માટે અમે દોડધામ કરી મૂકી. મને ધારેલું પુસ્તક મળ્યું. ધારેલું પુસ્તક મળવાથી મારૂં મોં મલકાઇ રહ્યું હતું.



પુસ્તક લઇ હું ઘર તરફ જતો હતો. પુસ્તકમાં કેવી વાર્તા હશે? એ મને રસ્તામાં જ જોવા વિચાર થયો. પુસ્તક જોતાં જોતાં હું આગળ જતો હતાં. હું વાર્તા જોવામાં એટલો બધો મશગુલ બની ગયો હતો, કે રસ્તે

મને બે ત્રણ માણસો અથડાયા.

મારી પાસે કિશોરની ફાઇલ આવી હતી. ફાઇલમાં પરાક્રમી માણસોનાં ચિત્રો હતાં. આ પરાક્રમી માણસોનાં ચિત્રો દોરવાનો મને વિચાર આવ્યો. ઘેર જઇ ઉતાવળે ઉતાવળે ખાઈ લીધું. રોજ તો હું ખાઇને પતંગ ચગાવવા જતો હતો, પણ આજે તો હું પતંગ ચગાવવા પણ ગયો નહિ, અને તરત ચિત્રો દોરવા બેસી ગયો. આજે ચિત્રો જલ્દી નીકળતાં હતાં.

મેં પ્રથમ ચિત્ર તો મોગલ બાદશાહ બાબરનું કાઢયું. બીજું ચિત્ર ન્યાયાધીશ જહાંગીરનું કાઢયું. ત્રીજું ચિત્ર વનરાજનું કાઢયું. ચિત્રો સહેલથી નીકળતાં હતાં અને સરસ લાગતાં હતાં. ચિત્ર કાઢી રહ્યા પછી ઘડિયાળમાં જોયું, તો અઢી વાગી ગયેલા. જલ્દી જલ્દી શાળાએ પહોંચી ગયો. બધા વિદ્યાર્થીઓ કાંતવા બેઠા હતા. હું પણ બધાની સાથે કાંતવા બેસી ગયો.

**સ્વ. ગુલાબભાઇ છી. પટેલ**
ધો. ૪થું

# રાજા હોઉં તો

હું રાજા હોઉં તો લોકોને કોઈ દિવસ દુઃખી કરૂં નહિ. લોકો મારી પાસે માગે તે આપવા હું તૈયાર થાઉં. લોકો માટે કૂવા, વાવ, ધર્મશાળા, બધુંય બંધાવી આપું. જે માણુસ ચોરી કરે, તેને પૈસા આપું. તેમ છતાં ચોરી કરે, તો મારે ત્યાં રાખું. તેમ છતાં ચોરી કરે તો મારૂં નહિ કે સજા યે ન કરૂં, જેલમાં પણ ન મોકલું. બહુ બહુ તો મારા રાજમાંથી બહાર કાઢી મૂકું.

કેટલાક રાજાઓ તો દુકાળ પડે, ત્યારે પોતાની પ્રજાને કાંઇ પણ આપતા નથી. પણ પ્રજા પાસે સામા પૈસા માગે છે. અને પ્રજા પૈસા ન આપે, તો તેમને દુ:ખ દે છે. પણ હું તો મારા ખજાનામાં જેટલા પૈસા કે ધન હોય, તે બધું આપી દઉં. હું ભૂખ્યો રહું તો ભલે, પણ મારી પ્રજાને કોઇ દિવસ ભૂખી ન રાખું. જે રાજા ખરાબ હોય, તેની પ્રજા પણ ખરાબ. જે રાજા સારા હોય તેની પ્રજા પણ સારી.

કેટલાક રાજા તો એવા હોય છે કે પોતે સુખથી રહે અને પ્રજા દુ:ખી થાય. આવા રાજા ખરાબ કહેવાય. રાજાએ તો પ્રજાને પોતાનાં છોકરાં તરીકે પાળવી જોઇએ. જે રાજા આ રીતે ન કરે, તે રાજા ન કહેવાય.

**જસમતભાઈ સોલંકી**
ધો. ૪થું

# બાલુડાં

હાંરે ! અમે નાનાં,

હાં રે ! અમે કાલુ ઘેલુ બોલી નાચતાં
હાં રે ! સૌ કોઇ વહાલથી વધાવતાં.

હાં રે ! અમે નાનાં,
હાં રે ! અમે નાનાં,

હાં રે ! અમે રમતાં ખોખો ને સાતતાળી
હાં રે ! અમે ઠેકતાં આંબા આમલીની ડાળી.

હાં રે ! અમે નાનાં
હાં રે ! અમે નાનાં.

હાં રે ! અમે ભણતાં સીતા રામના પાઠજી
હાં રે ! અમે ગાતાં ગીતો કેરા રાગજી.

સોમાભાઇ ર. પટેલ
ધો. ૭મું

# દુખિયારું કુટુંબ

અમારા ફળિયામાં એક ગરીબ કુટુંબ રહે છે. તેમાં એક ડોશી અને બે છોકરાં છે. તેની પાસે પૈસા નથી. રોજ મજૂરી કરવા જાય અને ગુજરાન ચલાવે છે. તેનાં બીજાં સગાંવહાલાં કાંઈ મદદ કરતાં નથી.

તેનો છોકરો નિશાળમાં ભણે છે. પરીક્ષામાં પાસ થાય, અને આગળ ચોપડીમાં જાય, ત્યારે આ બાજુ તે બાજુ ફાંફાં મારે છે. ચોપડીઓ માટે પૈસા ક્યાંથી લાવે? ભણ્યા વિના ચાલે, પણ ખાધા વિના કાંઈ ચાલે? બિચારી ડોશી મહેનત મજૂરી કરી ચોપડાંના પૈસા આપે છે. છોકરો રાત્રે વાંચવાનો હોય, ત્યારે બત્તીની

અંદર ગાસતેલ નહિ મળે. એટલે બહાર જઇને વાંચે છે.

એ છોકરાની બહેન જીનમાં જાય છે. છોકરાને પણ જવું પડે છે. અને ભણેલું ભૂલી જાય છે. પાછો આવે ત્યારે ફરી ભણવા આવે છે.

શિયાળાની મોસમમાં ઓઢવાનું મળતું નથી. આખી રાત ઠંડી લાગે છે. ઠંડીની અંદર આખી રાત સગડી રાખીને તાપ્યા કરે છે. શું કરે ? પાથરવાનું પણ પૂરતું મળતું નથી. ગુણપાટ પાથરીને સૂઈ રહે છે. અને બાજુમાં સગડી મૂકી આખી રાત તેમાં દેવતા રાખી મૂકે છે.

લીલાવતી ના. પટેલ
ધો. ૭મું

# મેઘરાજાની રાહ

વર્ષાઋતુ ચાલતી હતી. કોઈ કોઈ દિવસ વરસાદ ધીમો ધીમો પડતો હતો. બપોરનો સમય હતો. તે દિવસે હું બપોરે ખેતરે જતી હતી. તાપ ખૂબ પડતો હતો. જુવાર બિચારી કરમાઈ ગઈ હતી. બધાં મેઘરાજાની રાહ જોતાં બેઠાં હતાં.

એકાએક વાદળાં ચઢી આવ્યાં, અને ચારે બાજુએ ફરી વળ્યાં. અને ઘોર અંધારૂં કરી

દીધું. સૂર્ય ઢંકાઇ ગયો હતો. હું ખેતરની વચ્ચે ઉભી હતી. ઝાડો શાંત થઇ ગયાં. જુવાર શાંત થઇ ગઇ. આ પ્રમાણે બધાં એક ચિત્તે મેઘરાજાની રાહ જોતાં હતાં. મોર ટહુકા કરવા લાગ્યા. આજુ બાજુ કોઇ માણસ ન હતું. મને થયું કે અત્યારે જ મેઘરાજા પધારશે, અને જુવાર બિચારી લહેર કરતી થઇ જશે.

અચાનક પવન સુસવાટા ભેર આવ્યો અને વાદળાં ધીમે ધીમે ખસવા લાગ્યાં. સૂર્ય દેવે પણ ધીમે ધીમે પોતાનો પ્રકાશ પાથરવા માંડયો. આ પ્રકાશથી મારી અને આજુબાજુનાં તમામ ભૂખ્યાં ઝાડોની તથા છોડવાઓની આશા તૂટી પડી. તેઓ બધાં પાણી વિના કલ્પાંત કરતાં હોય એમ મને લાગ્યું.

મણિબહેન મ. પટેલ
ધો. ૬ ઠું.

# સંગીતનો જલસો

શિયાળ બકરો ઘેટો ઉંદર
બળદ કુત્તો ને વાંદર
સંગીત કેરો જલસો કરતા
ભર જંગલે બેઠા 'તા.

ઘેટાભાઈ તો બૂમો પાડે
બળદકાકા ઢોલ વગાડે
ઉંદર મામા પૂછ હલાવે
એમાં ખામી નહિ આવે.

કુત્તાભાઇ તો ગીતો ગાતા
વળી વાંદર બકરો નાચતા
પશુ કેરા જલસા મહીં
પૂછવાનું શું હોય તહીં'.

જલસો ભારે જામી રહ્યો 'તો
પડઘો જંગલમાં ગાજી રહ્યો 'તો
વાઘભાઇએ ગાણું સૂણી
સમજ્યા મનમાં ઉજાણી.

ધીમે ધીમે વાઘ મામા
ઘૂરકી આવ્યા સામા
વાઘને જોઇને જલસાવાળા
પલાયન કરી ગયા સવેળા.

**મોરારભાઇ સો. પટેલ**
ધો. ૬ ઠું.

# લાલી ડોશી

આપણા ગામમાં (કરાડીમાં) એક ડોશી હતી. તેનું નામ લાલ ડોશી. તે મહેનત મજૂરી કરતી. તેનો ધણી વહાણવટુ ખેડતો. તેની ઝુંપડીમાં ચાર જણ. છોકરો, છોકરી અને ધણી ધણિયાણી.

એક દિવસે તે ગુણ ઉચકીને નવસારી મજૂરીએ ગઇ હતી. તે દિવસે નવસારીમાં

પારસીઓનો તહેવાર હતો. પારસીઓ ભપકાદાર કપડાં પહેરી આમથી તેમ ઉતાવળા ઉતાવળા આવ જા કરતા હતા. કોઇ ઘોડાગાડીમાં પણ આવ જા કરતા હતા.

તે વખતે ડોશી બજારમાંથી પરવારી ઘેર આવતી હતી. રસ્તામાં તેણે કાગળનો થોકડો પડેલો દીઠો. તેણે જોયું તો ચિતરામણવાળાં કાગળિયાં તેણે તે થોકડો લીધો.

ચિતરામણવાળાં કાગળિયાં નોટોનું બંડલ હતું. તે બંડલ એક પારસીનું હતું. તે ગજવામાં મૂકવા ગયેલો, તે વખતે સરકી પડેલું. તેણે પોતાનું ખીસ્સું જોયું અને ન મળ્યું, ત્યારે હાંફતો હાંફતો આખે રસ્તે તપાસ કરવા દોડધામ કરતો અને જે મળે તેને પૂછતો. પણ કોઇ જવાબ ન આપે.

ડોશી ચાલી ચાલી આવતી હતી. પારસીએ ડોશીને પૂછ્યું, ત્યારે તે બોલી ઉઠી, 'મને પૈસા તો નથી જડયા. પણ ચિતરામણવાળાં કાગળિયાં

જડયાં છે. લ્યો આ રહ્યાં' એમ કહી પારસીને આપી દીધાં. પારસી તો હરખાઈ ગયો.

બીજા પારસીઓ એકઠા થયા. અને ડોશીને ઈનામ માગવા કહ્યું. ડોશી તો એક રૂપિયો બોલી. પણ બધાએ પાંચ રૂપિયા આપવા માંડયા. પણ તેણે તે લીધા જ નહીં. કોણ જાણે! શાથી, પણ ન જ લીધા. આથી એક પારસી ઠેઠ ઘેર આવ્યો. ગામમાં બધે વાત ફેલાઇ ગઇ. ગામવાળાએ ૨૦) રૂા. માગવા કહ્યું.

"વીસ રૂપિયા! બધા!!" ડોશી બોલી. કેટ કેટલી મજૂરી કરીએ ત્યારે વીસ રૂપિયા થાય!!! એટલા બધા આપણાથી મગાય કે? એ તો બોલી જ નહીં.

પારસીએ ખુશી થઇને વીસ રૂપિયા તે ડોશીને આપ્યા.

**અ. રમેશભાઈ પટેલ**

# ઘડપણ

વાળ પાકી ગયેલા હોય, દાંત પડી ગયેલા હોય, મોં અને શરીરે કરચલી પડી ગયેલી હોય. એવાં બધાંને આપણે 'ઘડપણ આવ્યું' કહીએ છીએ.

હમણાં તો આપણી જુવાની ખીલે છે. પછી આપણે પણ એવાંજ થવાનાં. ઘરડાં માણસથી આખું બેઢું ન લેવાય તેથી ઘડે ઘડે પાણી લાવે છે.

ઘરડાં થાય એટલે દાંતે ચવાય તો હોય નહિ, એટલે એને શીરો, સેવ, એવું ગળે ઉતરી જાય, તેવું ખાવાનું ગમે છે. ઘરમાં વહુ હોય

તેને કહેવા જાય, તો ખીજવાઇ જાય; એટલે ઘરડાંથી કાંઇ બોલાય નહીં. પણ પોતાની દીકરી સાસરેથી ઘણે દિવસે આવે, ત્યારે પોતાની માનું દુઃખ જાણે.

ઘરડાંને આપણે દુઃખ ન પાડવું જોઇએ. આપણે પણ એક દિવસે ઘરડાં થઇશું. અને આપણી પાછળ પેઢી થશે, તે પણ આપણું જોઇને આપણને એવું દુઃખ પાડે. માટે ઘરડાંની સેવા ચાકરી કરવી જોઇએ. અગાઉના વખતમાં શ્રવણે પોતાનાં અંધ માબાપને કાવડમાં ઉપાડી કાશીની જાત્રા કરાવેલી, પણ આ જમાનો પલટાયો છે. આ જમાનામાં કયો છોકરો એમ લઈ જવા માટે તૈયાર થાય? હમણાં તો ઘરડાં માબાપ સાથે કોઇક જગાએ જવું હોય તો શરમાય છે.

શાન્તિબહેન રામભાઈ પટેલ
ધો. ૭ મું.

# ચકલીનો માળો

ચકલી પોતાનો માળો ઘરની અંદર બાંધે છે. તે પણ એક કળાકાર જ છે. આપણે ચિત્ર દોરીને કળાકાર થઈએ છીએ, તેમ ચકલી માળો બાંધીને કળાકાર થાય છે.

તે પોતાનો માળો કેટલો સરસ બાંધે છે. આપણને પણ જોવાનું મન થાય છે! ચકલીનો માળો ખાસ જોવા લાયક છે.

એક દિવસ હું ઘરમાં બેઠો હતો. એટલામાં એક ચકલી પોતાના મોંમાં થોડી સુકી ચાર લાવી અને માળો બનાવવા જગા શોધવા લાગી.

તે વખતે તે ખબ ચીં ચીં કરતી હતી. મારૂં આખું ઘર તેના કિલકિલાટથી ગાજી ઉઠયું હતું.

મારે ઘેર હાર બંધ ફોટા લટકાવેલા છે. તેમાં એક મહાત્મા ગાંધીજીનો ફોટો છે. ચકલી મોંમાં ઘાસ લઇને તે ફોટા પાસે ગઈ. મેં ધાર્યું કે જરૂર, ચકલી બાપુજીના ફોટા પાસે માળો બાંધશે. તે એક પછી એક સુકી ચાર લાવવા લાગી અને માળો બાંધવા લાગી. તેણે ખબ સુંદર માળો બાંધ્યો. હું દરરોજ તે જોતો હતો.

ચકલીએ થોડા દિવસમાં તે માળામાં ઈંડાં મૂકયાં. ઇંડાં ફોડી તેમાંથી બચ્ચાં કાઢયાં અને સારી રીતે રહેવા લાગી. તેનાં બચ્ચાં ખૂબ સુંદર હતાં તે જોઈને હું ખૂબ મલકાતો હતો.

**વિઠ્ઠલભાઇ ના. પટેલ**
ધો. ૪ થું.

# હરિ ભગત

'બોલો! લાલજી મહારાજકી જય' એ જય ગર્જના સાંભળી હું તે તરફ ગયો. આ જય પોકારનાર માણસ બીજા બધા માણસોમાં જુદો તરી આવતો હતો. તેણે આખે કપાળે પહોળાં પહોળાં પીળા રંગનાં ટીલાં ટપકાં કર્યાં હતાં; તેથી તેનું કપાળ પીળું હળદર જેવું દેખાતું હતું. તેની દાઢી વધેલી હજામતથી એક સરખી કાળી દેખાતી હતી. એક હાથમાં ઘંટ અને બીજા હાથમાં મોગરી પકડી એ ઘંટ વગાડતો હતો. લોકો તેને હરિ ભગત કહેતા હતા.

હું નાનો હતો, ત્યારે મોસાળમાં રહેતો હતો. તે વખતે આ હરિ ભગત મારા મામાના ઘરની દક્ષિણ દિશાએ નાની શી દુકાન માંડતા હતા. એ બધી પરચુરણ વસ્તુઓ રાખતા. હરિભાઇ તે વખતે બહુ ગંદા રહેતા. ઘરની અંદર ગમે ત્યાં કપડાં પડયાં હોય, ગમે ત્યાં

થુંક નાખે, અને એમના ઘરની ભીંતો હમેશાં ગળફાથી ખરડાયેલી રહેતી.

હરિ ભગતને એક મા હતી. તેનું નામ માણેક હતું. ફળિયાનાં સૌ લોકો તેમને માણેક કાકી કહીને બોલાવતાં. નાનાં છોકરાં 'માણેક મોટી' કહેતાં. તેમણે છીંકણી તાણી તાણીને નાક ગંદુ કરી નાખેલું હતું. કાળું લુગડું દશ પંદર દિવસ સુધી વીંટેલું રાખતાં. મા અને અને દીકરો આ રીતે જીવન વીતાવતાં હતાં.

પણ એ વખતને તો આઠ આઠ વર્ષ વીતી ગયાં. હરિભાઇ ક્યારથી ઇશ્વરભક્તિમાં લપેટાયા, તેની મને ખબર નથી. પણ આજે હું તેમનામાં ઇશ્વર પ્રત્યેની અગાધ શ્રદ્ધા પ્રગટેલી જોઉં છું. અને તેમને નિયમીત મંદિરે ભગવાનનાં દર્શન કરવા જતા જોઉં છું.

આજે 'લાલજી મહારાજકી જય' બોલતા બોલતા ઠાકોરજીની આગળ આગળ ચાલતા હતા.

**નરસિંહભાઈ ભા. પટેલ**
**ધો. ૭**

# કોણે ભર્યું ?

રજાનો દિવસ હતો. સાંજનો સમય હતો. શાળામાં મીઠીબહેન આવ્યાં ને પાનીબહેન આવ્યાં. સોનાબહેન આવ્યાં અને કમૂબહેન આવ્યાં. અમે ચાર પાંચ બહેનો આવી પહોંચી.

કૂવાપર એક મોટી ડોલ પડી હતી. તે હાથમાં લીધી. પાણી પીવાનાં માટલાં હતાં. ત્યાં બધે ફરી વળ્યાં. ડોયા લીધા અને પ્યાલા લીધા. પ્રાર્થના મંદિરનાં ફૂલદાન પણ લીધાં. ડોલ તો વાસણથી ભરાઇ ગઈ.

તળાવ છલોછલ ભારાયું હતું. માથે ડોલ અને હાથમાં આમલી લઇ બધી બહેનો તળાવ કાંઠે પહોંચી ગઈ. દરેકે પોતાનાં ઓઢણાં બરાબર વીંટી લીધાં અને ઉટકવા બેસી ગયાં.

ઝાંખા દેખાતા ડોયા અને પ્યાલા જરા વારમાં તો ચકચકતા થઈ ગયા !

પછી માટલે ચકચકતા ડોયા અને પ્યાલા ગોઠવી દીધા. પણ ખાલી માટલાંએ આવો ચકચકાટ શોભે કે! ઝટ ઝટ કૂવે પહોંચ્યાં, ડોલો ભરી ભરીને પાણી કાઢવા લાગ્યાં, અને જરા વારમાં તો બધાં માટલાં ભરાઇ ગયાં.

બીજે દિવસે સવારે વિદ્યાલયમાં બાળકો આવી પહોંચ્યાં. દરેક પોત પોતાના કામમાં લાગી ગયાં. કોઇ ફૂલ ચૂંટી ફૂલદાની ભરવા લાગ્યાં. કોઈ વાચનાલયમાં માસિકો ગોઠવવા લાગ્યાં. કોઇ પાટી ધોવા પાણીની ડોલ ભરવા ગયાં. કોઇ પોતાનો ઓરડો વાળવા મંડયાં. પાણી ભરવાવાળાં પોત પોતાનાં માટલાંએ પહોંચી ગયાં. ત્યાં તો ચકચકતા પ્યાલા અને ડોયા! ઢાંકણું ઉઠાવે, ત્યાં તો છલોછલ પાણી! બધાંને થયુ કે આ શું! આ કોણે ભર્યું! બધાં હસતાં જાય અને કૂદતાં જાય. અને પછી નાચતાં નાચતાં ગાવા લાગ્યાં.

કોણે ભર્યું રે, બહેની કોણે ભર્યું,
પાણીનું માટલું કોણે ભર્યું.

મીઠીએ ભર્યું ને બહેની પાનીએ ભર્યું,
પાણીનું માટલું મીઠીએ ભર્યું.

કોણે ઉટકયાં રે, બહેની કોણે ઉટકયાં,
ડોયા ને પ્યાલા કોણે ઉટકયાં.

સોનાંએ ઉટકયાં ને બહેની લીલાંએ ઉટકયાં,
ડોયા ને પ્યાલા સોનાંએ ઉટકયાં.

કોણ પાશે રે, બહેની કોણ પાશે!
માટલેથી પાણી કોણ પાશે!

કમૂ પાશે ને બહેની જમુ પાશે,
ડોયાથી પાણી કમૂ પાશે.

કોણ પીશે રે બહેની કોણ પીશે,
પ્યાલાથી પાણી કોણ પીશે.

અમે પીશું રે બહેની અમે પીશું,
પ્યાલાથી પાણી અમે પીશું.

મણિભાઇ પટેલ

# મોટી થશે ત્યારે સમજાશે.

જયારે હું આઠ નવ વર્ષની હતી, ત્યારે હરિજનોને મંદિરમાં જવા દેવા કે નહિ, એ વિષે ચળવળ ચાલતી હતી. ઘણા લોકો હા પાડતા અને કેટલાક લોકો ના પાડતા. હવેથી અમને બધાંને મંદિરમાં જવા દેશે, એવી વાત મારી મા સાંભળતી, ત્યારે તે હરખાતી. પણ જરા વાર, વધારે નહિ, અને પછી તરત સંકોચાતી.

હું મારી મા જોડે ગામમાં જતી, ત્યારે ગામના ઘણા લોકો મારી માને બોલાવતા. મને જોઇને મારી માને કહેતા, આ છોકરીને હવે તમે નિશાળે મોકલો. મારી મા ઘેર આવતી, ત્યારે હું કહેતી, મા હવે હું નિશાળે જવાની.

મારી મા માથાપર હાથ ફેરવીને કહેતી, 'બેટા, આપણાથી નિશાળે ન જવાય, આપણે તો ઢેડા. તદ્દન નીચ. આપણાથી મંદિરમાં ય ન જવાય, કોઇને ઘેરે ય ન જવાય અને નિશાળે ય ન જવાય. તે લોકોના કૂવા પર પણ ન ચઢાય.

અને કૂવે જઇએ ત્યારે પાણી પણ ઊંચેથી રેડાવીએ. અને ઊંચેથી રેડીને ય તેમને લોટા ઉટકવો પડે. એટલાં બધાં આપણે નીચાં.'

હું મારી માને પૂછતી, 'મા, એમ શાથી?' ત્યારે મારી મા કહેતી 'એ તો આપણે તેમના કરતાં નીચાં. એટલે કે આપણી જાત નીચી. આપણે તે લોકોનું ખાઇએ, પીએ પણ તે લોકો આપણને અડકે તો ય અભડાઇ જાય અને નાહવા જવું પડે. કારણ તે લોકો ઉંચા અને આપણે નીચાં.'

મને કંઇ સમજાતું નહિ, એટલે મેં મારી માને ફરીથી પૂછ્યું 'મા એ વળી શું! ઊંચા અને નીચા શું! આપણે તો બધા સરખાં જ દેખાઇએ છીએ.

છેવટે મારી માએ કહ્યું. 'એ તો એવું હોય છે. તું મોટી થશે, ત્યારે સમજાશે.'

પાર્વતીબેન વ. પટેલ
ધો. ૬ ઠું.



## સ્વપ્નમાં વિમાનની સહેલ

શ્રાવણ મહિનાનો સોમવાર હતો. હું મેળામાં ગયો હતો. મારા બાપાએ મને વિમાનનું રમકડું લઇ આપ્યું. મને એ રમકડું બહુજ ગમી ગયું.

હું રાતે સૂઇ ગયો, ત્યારે વિમાનને પથારીમાં લઇને જ સૂઇ ગયો. હું ઉંઘી ગયો એટલે મને સ્વપ્નું આવ્યું.

સ્વપ્નામાં મેં એક મોટું વિમાન જોયું. મેં તેમાં બેસી સહેલ કરવા વિચાર કર્યો. અને તરતજ તેમાં બેસી ગયો. વિમાન ઉડયું. અને મને વિલાયત લઈ ગયું. ત્યાં તો ખૂબ ઠંડી પડતી હતી. ઠંડી મારાથી સહન થઇ નહિ એટલે ફરી વિમાનમાં બેસી ગયો અને ઉડયો. વિમાન અમેરિકા પહોંચ્યું. ત્યાં ઘણાં કારખાનાં જોયાં અને સો સો માળનાં મકાનો જોયાં. ટ્રામ અને મોટરો બધો વખત દોડયા જ કરે. આ બધું જોઇને હું વિસ્મય પામ્યો.

ત્યાંથી જાપાન તરફ વળ્યો. દૂરથી જાપાન ગુલાબી ગુલાબી લાગતું હતું. જાપાનમાં કાગળોનાં અને લાકડાનાં ઘરો જોઇને ખુશ થઇ ગયો. જાપાનનો હુજીયામ પર્વત પણ જોયો.

મને ત્યાં રહેવાનો વિચાર થયો. પણ ત્યાંની ભાષા મને આવડતી ન હતી. એટલે ત્યાંથી પાછો ફર્યો, અને આફ્રીકા તરફ વળ્યો. મેં આફ્રીકામાં જઈને જોયું. ત્યાંના બધા માણસો કાળા કાળા મેશ જેવા હતા. તાપ ઘણો પડતો હતો. એટલે મને ત્યાં ગમ્યું નહિ.'

પણ એટલામાં તો હું પથારીમાંથી જાગી ગયો. મને થયું કે આ તો સ્વપ્નું હતું. મારૂં વિમાનનું રમકડું તો ખાટલા નીચે પડી ગયું હતું. હું પડખું ફેરવીને પાછો ઉંઘમાં પડયો

નરસિંહભાઈ ભા પટેલ
ધો. ૫ મું.



# રજાને દિવસે

ઉનાળાના ધગધગતા દિવસો હતા. માથાફાટ તડકો પડતો હતો. બપોરે અમારે રજા હતી, એટલે ગલોલ લઈને અમે ખેતરોમાં નીકળી

પડયા. એવામાં એક તાડીનો માંડવો આવ્યો. અમને થયું, 'આ માંડવામાં થોડી ઘણી તાડી ધુચીમાં* હશે, નહિ તો ઘડિયામાં તો જરૂર હશે જ હશે. અમારૂં મન તાડી પીવા તલપાપડ થઇ ગયું.

. . . .

અમે બધા ધીરે પગલે માંડવામાં ગયા. અંદર તાડીનો એક મણ ભરેલો હતો. અમે ધીરેથી, સાવચેતીથી, શાંતિથી તાડી પીવાની પ્યાલી ઉઠાવી. પછી વારા ફરતી તાડી આપવા માંડી. રખેને તરવાડો જાગે ને અમને મારે એટલે આ બધું શાંતિથી કરતા હતા. તાડી પીતા જતા અને બીડીનો ધુમાડો કાઢતા જતા. ત્રણ ચાર પ્યાલી ગટગટાવી લીધી અને આસ્તેથી ઉઠી ગયા.

---

* તાડી રાખવાનું નાનું વાસણ તેને ધુચી કહે છે, મોટું હોય છે તેને ઘડિયું કહે છે. સૌથી મોટા વાસણને મણ કહે છે. તાડીનાં ઝાડ છેદનારને તરવાડો કહે છે.

તે ખેતરમાં ખજૂરી હતી. તેના પર લીંબોળાં પાકેલાં હતાં. અમે પાડવા લાગ્યા. થોડી વારે તરવાડો જાગ્યો. તેણે મોઢું ધોયું. અને તાડી પીવા મણ પાસે ગયો. તે તો વિચારમાં પડી ગયો, કારણ કે તાડી અમે પીધેલી એટલે ઓછી થઇ ગયેલી. આમ તેમ જોવા લાગ્યો. જેટલી તાડી હતી, તેટલી પી લીધી. તેને એમ થયું હશે કે આ છોકરાઓએ પીધી હશે. એટલે તે તો અમારા તરફ આવ્યો. અને અમને પૂછ્યું, 'તાડી તમે પી ગયેલા કે!' અમે કંઇ જવાબ ન આપ્યો. પણ અમારાં મોઢાં પરથી પારખી ગયો હશે, એટલે અમને તેણે ખૂબ માર્યા.

ગોવિંદભાઇ કા. પટેલ
ધો. ૬ ઠું.

# સૂર્યદેવની ચઢાઈ

સવારના પહોરમાં સૂરજ લડવાની તૈયારી કરતો હતો. પોતાના ખેપીઆ તરીકે પવનને રાખ્યો હતો. પવન બધાને ખબર કરતો કે "સૂરજદાદા પોતાની સવારી લાવે છે. સાવધાન રહો."

એ જ વખતે પૂર્વદિશામાં સૂર્ય સોનેરી છાંટણાં છાંટતો આગળ વધી રહ્યો હતો. પોતાના બહાદુર સૈન્યને લઈ તે પ્રકાશ ફેંકયે જતો હતો. એના પ્રકાશ સામે કોઈ ડોકું ઉચું ન રાખી શકતા.

દરિયા અને નદીનાં વહેતાં પાણીમાં એનો પ્રકાશ પડતો અને ત્યાંનું પાણી ચકચક થઈ રહેતું. તેમાં નાની મોટી માછલીઓ કૂદકા મારતી હતી.

મોટા સૈન્ય સાથે સૂર્યદેવને આવતો જોઈ રણક્ષેત્રમાંથી તારાઓ નાસભાગ કરવા લાગ્યા. તેમનો સરદાર ચંદ્રદેવ કયાંએ અદૃશ્ય થઈ ગયો, તેની પણ ખબર ન પડી. સરદારને નાસતો

જોઈ તારાઓ પણ નાસવા લાગ્યા. સૂર્યદેવ નજદીક આવ્યા. તેમ તેમ સૈનિકો નાસવા લાગ્યા.

સૂર્યદેવ લાલચોળ આંખોમાંથી અંગારા વેરતા તે દુશ્મનને ખોળી રહ્યા હતા. છતાં આમ એકાએક નાસી ગયેલો હોવાથી તે દુશ્મનને શોધી શક્યા નહિ. આખો દિવસ સૂર્યદેવ જંપ્યા નહિ. અને તેની શોધખોળ પાછળ પડયા જ રહ્યા. આખા દિવસના સતત પ્રયાસ પછી પણ તે થાકયા નહિ. આકાશમાં બધે જોઈ વળ્યો, પણ કયાંયે પત્તો નજ લાગ્યો. એટલે સાંજે તે ચંદ્રદેવને શોધવા પૃથ્વીના પેટાળમાં ઘૂસવા લાગ્યો. ત્યાં એ ચંદ્રદેવને શોધી શકયો કે નહીં તેની ખબર નથી. પણ બીજે દિવસે સૂર્યદેવ પહેલા દિવસના જેવી ચઢાઈ લઈને આવ્યા. અને હજી સુધી તેમની તેવી ચઢાઈ ચાલુ છે. તેમની ચઢાઈઓ નરમ ગરમ થયા કરે છે. પણ હંમેશાં ચાલુ જ હોય છે.

**હાજીભાઇ છી. પટેલ**
ધો. ૭ મું.

# ગામડાંની ગરીબાઈ

એક ડોશી બેઠીબેઠી રેંટિયો કાંતતી હતી. એના નાના છાપરામાં વરસાદને લીધે પાણી પડતું હતું. એટલે તે બીજાના ઓટલે બેસી કાંતતી હતી. સૂવા માટે પણ કોઇનો ઓટલો શોધવો પડતો. ઓઢવા પાથરવા પૂરતાં કપડાં ન હતાં. કોઇ ફાટેલું કપડું આપતું, તો તે પહેરતી. તપખીર તાણવાનો પણ પૈસો ન હતો. તેના નાના વાડામાં કંઇ પાકતું નહિ. તેમાં રહેવા માટે એક છાપરૂં બાંધેલું હતું.

ડોશીને પૈસાની તાણ પડવા માંડી. તેણે પોતાનો વાડો વેચી દીધો. એ પૈસા બે ત્રણ વર્ષ ચાલ્યા. ફરી પાછી નિર્ધન થઈ ગઇ. વાડો વેચાતો રાખનાર કોઇવાર કાઢી મૂકવાની ધમકી

આપતો. તે બિચારી તે સાંભળીને બેસી રહેતી. કોઇકની પાસે માગવા જતી, ત્યારે તેને કેટલુંય સાંભળવું પડતું. આખા દિવસમાં એક વખત ખાઇને ચલાવતી.

ઉનાળો ગયો અને ચોમાસું આવ્યું. અષાડ માસનાં વાદળાં ચડી આવ્યાં, વાદળાં ગાજ્યાં અને વરસાદ જોરથી પડયો. જ્યાં જુઓ ત્યાં પાણી જ પાણી. બધે ઘુંટણસમાં પાણી થઇ ગયાં. ડોશીના છાપરામાં પાણી પડતું હતું. એટલામાં કડુડુડુ ભૂસ કરતું છાપરૂં તૂટી પડયું અને તેનું નામ નિશાન રહ્યું નહિ.

હવે તો ડોશીને રોજરોજ ઓટલા બદલવા પડતા. ખાવા માટે કંઇ ન હતું. કાંતીને પોતાનું પેટ ભરતી અને તેથી પૂરૂં ન થાય ત્યારે માગીને પેટ ભરતી.

**કનુભાઇ પટેલ**
ધોરણ ૬ઠું

# માનકી

નાનું સરખું ગામ છે. તેમાં એક નાનું સરખું છાપરૂં છે. તેમાં એક બિચારી દુબળી અને દુબળો રહે છે. દુબળીનું નામ માનકી અને દુબળાનું નામ સુખલો. ગાંઠે એક પણ પૈસો નહિ અને સાત તો છોકરાં. તેમને શું ખવરાવે અને શું પીવરાવે !

સવાર થાય, છોકરાંને ઘેર મૂકી માનકી કોઇને ખેતરે નીંદવા જાય. મજૂરી કરી બે આના લાવે, તેમાંથી ભડકી રાંધે. સાત છોકરાં, માનકી, અને દુબળો એમ કુલ્લે ન૧ પેટ ભરવાનાં. થોડી થોડી ભડકી પીએ અને થોડી છોકરાંને પાય.

સુખલો દુબળો બહુજ પીધેલ હતો. પાસે પૈસા તો હોય નહિ, અને માનકી મજૂરી કરી

પૈસા મેળવી જેમ તેમ ઘર ચલાવતી. સુખલો મહા પીધેલ. સાંજ પડે એટલે તાડીને માંડવે જાય જ. ખબ તાડી પીએ. પૈસા ન હોય, તો શેઠ શાહુકારને ત્યાંથી ઉપાડ કરે. ખૂબ પીએ. આંખો લાલચોળ કરી, રસ્તે ઠેસો ખાતો ખાતો, ન સંભળાય તેવી ગાળો કાઢતો રોજ મોડી રાતે ઘેર આવે.

સુખલાનો આવવાનો વખત થાય, એટલે માનકી ધ્રૂજ્યા કરે. સાંજે મજૂરી કરી થાકી પાકી માનકી આવી હોય, ત્યાં તો પીધેલ ધણીના હાથનો માર પડે. બિચારીથી કેમ સહન થાય !

પણ કરેય શું ? જેવી ભગવાનની ઇચ્છા, એમ મનવાળી સહન કરે. રોજ તેની આંખમાંથી શ્રાવણ ભાદરવો ચાલે. આમ રોજ ને રોજ થાય. મોડી રાતે સૂએ અને વહેલી સવારે ઉઠે.

સુખલો તો તાડી પીતો જ જાય છે. દેવું તો વધતું જ જાય છે. સુખલાને કાંઇ ચિંતા

નથી. માનકીનું લોહી રોજ બળે છે.

દેવું તો વધતું જ ચાલ્યું. એક દિવસ સુખલાને વાણિયાને ત્યાં બોલાવ્યો. સુખલો વાણિયાને કરગરી પડયો. અને પાંચ છ મહિને પૈસા આપવાનો વાયદો કર્યો. વાણિયાએ ધમકાવ્યો અને જેલની પણ બીક બતાવી.

સુખલાને ભાન થયું. પણ હવે શું? પાંચ છ મહિના તો પલકવારમાં વહી ગયા.

એક દિવસે માનકી ખેતરે નીંદવા જવા તૈયાર થતી હતી, એટલામાં વાણિયો પોલીસ લઈ આવી પહોંચ્યો. માનકીનું મોઢું ઉતરી ગયું. છાપરીમાંથી હાંલ્લાં બહાર કાઢયાં. છોકરાંને બીવરાવી દૂર બેસાડયાં. ગોદડીઓનો વીંટો વાડ બહાર ફેંકી દીધો. છાપરૂં અને વાડો શેઠે લઈ લીધો. માનકી, સાત છોકરાં અને સુખલો રસ્તા વચ્ચે બેઠાં.

**કમલાવતી દ. પટેલ**
ધો. ૬ ઠં.

# અસલનાં અને હાલનાં

હમણાંનાં માણસો બહુ નમાલાં છે. પણ અસલનાં માણસો મજબૂત હતાં અને ગમે તેવું કામ કરી શકતાં. અસલના લોકો વહાણવટું, ખેતીવાડી, મજૂરી એવો ધંધો કરતા. આજના લોકો નોકરી શોધે છે. અસલનાં છોકરાં વહેલાં વહેલાં બોલતાં નહિ, અને આજના જેવાં ચાલાક પણ ન હતાં. ઘરડાં માણસોને આ જૂની આંખે નવા તમાસા લાગે છે.

આજના માણસોનો આવરદા થોડો છે. અસલના માણસો લાંબું જીવતા. અસલના માણસોનાં શરીર ભરાવદાર અને તાકાતવાન. અસલના માણસો ચાલતા ત્યારે ધરતી ધમધમતી. આજના માણસો ચાલતા હોય અને ઠોકર વાગે

તો ગબડી પડે. અસલનાં માણસો દયાળુ અને ભોળાં હતાં. તેઓ ભણેલાં ન હતાં, પણ આજનાં માણસો ભણેલું ઘણાં.

અસલનાં માણસો માબાપની સેવા કરતાં. પોતાનાં છોકરાંને દુઃખ વેઠીને ઉછેરતાં. આજનાં માણસો માબાપથી જુદાં રહે છે. અને તેમનાથી શરમાય છે. પહેલાંના માણસો ભણેલાં ન હતાં પણ સમજણ પાકી હતી. હાલનાં માણસો ભણેલાં ખરાં, પણ તેમની સમજ અધૂરી.

અસલનાં માણસો ધર્મને માનતાં હતાં અને પ્રભુથી બીને ચાલતાં અને ખોટાં કામ કરતાં ડરતાં. આજનાં માણસો ધર્મને માનતાં નથી, ઇશ્વરને પણ ગણતાં નથી. અને ગમે તેવાં કામ કરતાં પણ ડરતાં નથી.

અસલનાં માણસો મહેનત મજૂરી કરીનેય પેટગુજારો કરતાં. હમણાંનાં માણસોનાં તો હાડકાં આખાં એટલે મહેનત મજૂરી કરેજ નહીં.

**સોનાબેન ઉ પટેલ**

ધો૰ ૬ ઠું.

# મફત મીઠું

આપણા ગામથી (કરાડીથી) બે અઢી માઇલ છેટે આટ ઓંજરની ખાર ખાંજણ આવે છે. ચોમાસામાં જઇને જોઇએ તો ત્યાં બધે પાણી પાણી દેખાય. પણ શિયાળો આવતાં જેમ જેમ પાણી સૂકાતાં જાય, તેમ તેમ મીઠું બનતું જાય. જ્યાં જુઓ ત્યાં ઉજળું ખાંડ જેવું મીઠું દેખાય. ત્રણ ત્રણ આંગળના જાડા થરોમાં એ જામતું જાય. સૂર્યના પ્રકાશમાં તો એ મીઠું એટલું તો ચળકે છે, કે જાણે હીરાની કણીઓ.

મીઠું પાકે છે, એટલે લોકો ટોળાબંધ ઉપાડવા માટે ટોપલા લઇને જાય છે. એ દૃશ્ય તો બહુજ સુંદર લાગે છે. જાણે જાત્રાનો મેળો ભરાયો. મફતના મીઠાનો ઉપાડ ખૂબ થાય છે.

લોકો લાગલગટ ચાર પાંચ મહિના મીઠું ઉપાડે છે. આમ લાખો મણ મીઠું દર વરસે લોકો ઉપાડી જતા હશે. એ મીઠું ટોપલે ટોપલે વેચીને ગરીબો પોતાનું પોષણ કરે છે. અને સુખથી દિવસો પસાર કરે છે. અનેક ગરીબો ગાંધીજીને આશીર્વાદ આપે છે.

એ મીઠું બહુ કીમતી છે. મીઠું મફત મળે તે માટે મહાત્માજી ઠેઠ સાબરમતીથી અહીં સુધી આવ્યા અને મીઠાના કાયદાનો ભંગ કર્યો. પછી તો મીઠાના કાયદા ભંગની પરંપરા ચાલી. ગાંધીજીના ૮૦ સૈનિકોએ કાયદા ભંગ કર્યો. બીજા અનેકે કર્યો. ગાંધીજીને યરોડા લઇ ગયા. ૮૦ સૈનિકો ધરાસણા ગયા. ધરાસણા બીજા ઘણા જણ ગયા. ત્યાં લોકોએ મૂગે મોઢે લાઠીઓ ખાધી અને લોહી વહેવરાવ્યાં. ઇ. સ. ૧૯૩૦ની આ મોટી લડાઇના ફળ તરીકે આપણને મીઠું મફત ખાવા મળે છે.

**શ્રી. ધીરજલાલ બી. પટેલ**

# બતકનાં બચ્ચાં

જ્યારે જ્યારે હું બતક જોતો ત્યારે મને થતું કે મારી પાસે એક બતક હોય તો કેવું સારૂં ? તેના ઠુમકા લાલ લાલ પગ, ભરાવદાર શરીર, હાથીની માફક ડોલતી ડોલતી ચાલ, તેનાં રંગી બેરંગી પીછાં, આ બધું હું જોતો ત્યારે હું ખૂબ આકર્ષાતો હતો.

એક વખત બતક મેળવવા પ્રયત્ન કર્યો, પણ હું નિષ્ફળ થયો. મારી હીંમત ભાંગી ગઇ. મારા પગ ઢીલા થઇ ગયા. મારૂં ઉદાસી મોં જોઇ લોકો હસવા લાગ્યા. પણ મારા મનમાં મૂળ ઘાલી બેઠેલા વિચારો કંઈ એમ અટકી જાય તેમ ન હતા. મને કોઇકે સ્વપ્નામાં ભાન કરાવ્યું કે 'તું, પ્રયત્નકર, તને બતક મળશે.'

શિયાળાની અંદર હું થરથર ધ્રૂજતો હંમેશાં તળાવની અંદર નહાવા જતો હતો. તળાવના પાણીની લહેરકીમાં રમી રહેલા ઝેરી સાપ જોઇ

મારો ગભરાટ માતો ન હતો. એ લહેરકીમાં પળ વારમાં પોતાનું મોં છૂપાવી દેતાં અને તરતજ પાછું પોતાનું મોં બતાવતાં બતકોને જોઇને મારા વિચારો દૃઢ થતા હતા. ઝેરી સાપ, કાંટા અને કીચડની સામે બાથ ભીડીને હું આ બાજુથી સામી બાજુ જવા લાગ્યો, અને બતકનાં ઈંડાં શોધવા લાગ્યો. આખરે મને જગા જડી. મેં ત્યાં બે ત્રણ ઇંડાં જોયાં. મારી મુખમુદ્રા વધારે આનંદી બની ગઇ. તે દિવસે તો હું પાછો આવી રહ્યો.

બીજે દિવસે બતકના વિચારોમાં હું વહેલો જાગી ઉઠયો. એક થેલી લઇ હું નહાવા ગયો. તરતજ તળાવમાં પડી તરીને સામે પાર પહોંચ્યો. આજે તો એક ઇંડું હતું. તે જોઇને હું નાચી ઉઠયો. ચારે ઈંડાંને મેં સંભાળ પૂર્વક થેલીમાં મૂકયાં. સૂતરની દોરીથી થેલીનું મોં બાંધી દીધું. થેલીને દાંત વડે પકડીને, હું તરતો તરતો આ પાર આવી પહોંચ્યો. બહાર નીકળી કપડાં પહેરી દોડતો દોડતો હું ઘેર આવી પહોંચ્યો. માને ઈંડાં

બતાવ્યાં. મા પણ હસી પડી. બીજે જ દિવસે મરઘી બેસાડી અને મરઘી ઇંડાં સેવવા લાગી. પંદરેક દિવસ પછી તેમાંથી ચાર બચ્ચાં નીકળ્યાં. બચ્ચાંને હાથમાં લઇને છાતી સરસાં ચાંપતાં મારો હરખ માતો ન હતો.



**સ્વ. ગુલાબભાઇ છી. પટેલ**
ધો. ૭ મું.

# ન્યુઝીલેન્ડમાં નાતાલ

જેવી રીતે આપણા દેશમાં દિવાળી અને હોળીના ઉત્સવો ઘેર ઘેર ઉજવાય છે. તેવીજ રીતે ન્યુઝીલેન્ડમાં 'નાતાલ' નો ઉત્સવ ઘેરે ઘેર ઉજવાય છે.

નાતાલ ડીસેમ્બરની પચીસમી તારીખે આવે છે. એ દિવસે 'જીસસક્રાઈસ્ટ' નામના ખ્રીસ્તી ધર્મના સંસ્થાપકનો જન્મ થયો હતો. નાતાલને અહીંના ગોરાઓ 'ક્રીસમસ' કહે છે.

નાતાલને દિવસે ગોરા લોકો સારૂં સારૂં ખાવાનું બનાવે છે અને સારાં સારાં કપડાં પહેરી નવાં નવાં સ્થળોએ ફરવા જાય છે. અને રાત્રે બાર વાગ્યા સુધી દેવળમાં જઇ પ્રાર્થના કરે છે. અને પોતપોતાના દોસ્તદારોને કંઇ કંઇ નાતાલની ભેટ યાદગીરી માટે આપે છે.

નાતાલને દિવસે દુકાનો બંધ હોય છે. અને દરેકને રજા હોય છે. ફકત દુગ્ધાલય ઉઘાડું હોય છે. આજે અહીં નાતાલ હતી. અને વાર રવિવાર હતો. જ્યાં જુઓ ત્યાં લોકો સારાં સારાં કપડાં પહેરી ફરતાં દેખાય. ઘરમાં સગાં-વહાલાં સાથે ઉજાણી કરતાં હોય અને યુવાનો કોઈ કોઇ રમતો રમતા હોય. સઘળે ઠેકાણે આનંદની લહરીઓ ઉડયા કરતી હોય.

નાતાલની પહેલાં બે ત્રણ દિવસ આગમચ લોકો પોતાને જોઇતી ચીજો ઘરમાં વસાવી લે છે. આ બે ત્રણ દિવસોએ સવારે આઠથી તે રાત્રે બાર એક વાગ્યા સુધી દુકાનો ઉઘાડી હોય

છે. લોકોથી દુકાનો મોડે સુધી ભરેલી હોય છે. નાતાલના દિવસોમાં દુકાનદારો જેટલો નફો કરે છે, તેટલો નફો બીજા દિવસોએ કરતા નથી. નાતાલ સૌને આનંદ આપતી જાય છે.

નાતાલના દિવસોમાં અહીં લોકો મોટું સરઘસ કાઢે છે. તેમાં ગોરા લોકો હસવું આવે એવા રમુજી દેખાવો કરે છે. કોઈ ડોસો બને છે. કોઇ માથું રંગે, મોં રંગે અને રીંછનું ચામડું ઓઢી રીંછ જેવો બની જાય. નાતાલની આનંદ લહરીઓ ઘેર ઘેર પહોંચી જાય છે.

હવે પાછી નાતાલ એક વર્ષ પછી આવશે. ત્યાંસુધી સૌ એની વાટ જોઇ રહેશે.

નાતાલ એ આખી ગોરી પ્રજાનો મહાન ઉત્સવ છે.

મગનભાઇ સો. પટેલ

# સવારનો આનંદ

સવારનો પહોર હતો. બધે અજવાળું થઇ રહ્યું હતું. પક્ષીઓ પોતાનાં બચ્ચાં માટે ચણ લેવા માટે ઉડી રહ્યાં હતાં. આકાશમાં રંગ બેરંગી સાથિયા પૂરાયા હતા. પૂર્વ દિશામાં સૂરજ ઉગવાની તૈયારી કરી રહ્યો હતો.

એવે વખતે હું કપડાં પહેરી, થેલી લઇને શાળાએ આવતો હતો. શાળાના બાગમાં ઘણાં પંખીઓ કલ્લોલ કરી રહ્યાં હતાં. હોલા અને કાબરો બાગની અંદર ચણ ચણી રહ્યાં હતાં. તેમની સાથે ખીસકોલી બહેન પણ ભળ્યાં હતાં. તે એક ઝાડ પરથી બીજા ઝાડ પર ચઢવા દોડાદોડી કરતાં હતાં. તેનાં નાનાં નાનાં બચ્ચાં પણ ફરવા આવેલાં હતાં. નાના નાના સક્કરખોરા પણ આવ્યા હતા. તેમનો રંગ બહુ સરસ લાગતો હતો. તેઓ એક છોડવા પરથી બીજા છોડવા પર કૂદી રહ્યાં હતાં. પતંગિયાં એક છોડ પરથી બીજા છોડ પર ઉડી રહ્યાં હતાં. હોલાઓ પોતાનો

ઘૂ ઘૂ અવાજ કરતા હતા. કાબરો કલબલ કલબલ કરતી હતી. આખો બાગ ગાજી ઉઠયો હતો. ઝાડો શાંતિથી આ બધુ સાંભળતાં હતાં. વેલીઓ પણ નીચી નમીને તેમને માન આપતી હતી.

સક્કરખોરા બાગમાંથી ઉડી ઓટલા પર મૂકેલા આયના પર આવતા હતા. અને પોતાનો પડછાયો જોઇ ચાંચ મારતા. પણ આખરે નિરાશ થઇને પાછા ફરતા.

ધીમે ધીમે સૂરજ ઊંચે ચઢી ગયો. અને બાગને ગજવનારાં પંખીઓ વેરાવા લાગ્યાં. ઝાડો એ બધાંને પાછાં બોલાવવા માટે ડાળીઓ હલાવવા લાગ્યાં.

**નાનુભાઈ છી. પટેલ**
ધો. ૬ ઠું.

# ભરતી વેળાએ

એક દિવસ અમે ભાદરડી પર બેઠા હતા. તે દિવસે શ્રાવણ વદ એકમ હતી, એટલે ખુટાડા* ખાડીમાં ભરતી આવતી હતી. અર્ધા કલાકમાં તો ખાડી દરિયાનાં પાણીથી છલોછલ ભરાઇ ગઇ.

આ ખાડીમાં દૂર દૂરથી મછવા આવવા લાગ્યા. મછવા પાણીપર હીંચકા ખાતા અને ગેલ કરતા કરતા બંદરે આવી પહોંચ્યા. મારી નજર એક મોટા મછવા પર પડી. તે મછવો જલાલપુર જતો હતો.

---

*પૂર્ણાનદીની ખાડીનું નામ. મોટી ખાડી છે અને તે ખાડીને લીધે મટવાડ બંદર ગણાય છે.

ભરતીનાં પાણી બધે ફરી વળ્યાં. અમે બેઠેલા તે ભાદરડીને પાણીએ ઘેરો ઘાલ્યો અને બેટ બનાવી દીધો. દૂર દૂર મોટાં મોટાં મોજાં પાણીમાં ઉછળતાં હતાં, અને તે જોવાની મને ખૂબ જ ગમ્મત પડી.

મારાથી થોડે છેટે ગોવાળિયા પોતાનાં ઢોર સાથે બેસીને આનંદ કરતા હતા. કોઈ ભેંસ પાણીમાં, તો કોઈ બહાર બેઠેલી હતી. આ બધું મને ખૂબ મનોહર લાગતું હતું.

પછી મારી નજર દૂર દૂર લંબાઈ અને મરજાલ*ની ટેકરી પર ઠરી. એ ટેકરીનું નામ મરજાલના વેલા પરથી પડ્યું લાગે છે. કારણકે તે ટેકરીપર પુષ્કળ મરજાલ ઉગે છે. આ ટેકરીને ખાડીના બન્ને ફાંટાએ ઘેરી લીધી હતી. મોટાં મોટાં મોજાં આવી ટેકરીને ડૂબાડવા મથતાં હતાં, પણ ટેકરી બરાબર ટક્કર લેતી હતી. મને થતું કે હમણાં એ ટેકરી ડૂબી જશે. એ......એ... ...એ મોટું મોજું આવ્યું. એ......એ......

એ હવે ડૂબી જવાની પણ એટલામાં તો ભરતી ઉતરવા માંડી અને મોજાં ટેકરીને ડૂબાડી ન શક્યાં.

આવી મઝા જોઇને હું ઘર તરફ આવવા લાગ્યો. રસ્તામાં મને વિચાર આવ્યો, કે આ નાની ટેકરી આવડાં મોટાં મોજાં સામે ટક્કર લે છે; તો આપણે ૩૫ કરોડ લોકો શું સરકાર સામે ટક્કર ન લઈ શકીએ!

ભગવાનદાસ મં. પટેલ
ધો. ૧૭ મું.

---

*દરિયા કિનારે રેતીમાં થતી વેલી

# રંકમાંથી શેઠ

એક ગામ હતું. એ ગામમાં ચાળીસ પચાસ ઘરો હતાં. એ ગામ ઘણું સુખી મનાતું હતું. એ ગામના લોકો પાસે જમીન પણ ઘણી. પણ એ લોકો અભણ એટલે ઉંડું સમજે નહિ. એટલે માંહે માંહે લડે કે ઝઘડે નહિ. ખૂબ સંપીલા અને ભલા, ઉદાર પણ તેટલા જ. બહારથી કોઈ મહેમાન આવે ત્યારે ખૂબ ભાવથી મહેમાનગીરી કરતા.

એમના ગામમાં એક વાણિયો આવ્યો. આવ્યો ત્યારે ફક્ત દોરી, લોટો અને શેતરંજી લાવેલો. ગામમાં આવ્યો એટલે ગામ લોકોએ તેને રહેવા ઘર આપ્યું. પાણી વગેરેની સગવડ આપી. અને મનમાં સમજ્યા, "ભલુ થયું કે શેઠ આપણા ગામમાં આવ્યા. મીઠું, મરચું

લેવા બીજે ગામ જવું પડતું, તે હવે અહીંજ મળશે.” વાણિયાભાઇ ખુશખુશ થઇ ગયા.

વાણિયાએ નાની સરખી દુકાન શરૂ કરી. અને તેમાં મોંઘું મોંઘું વેચવા લાગ્યો. તેમાંથી તે ખૂબ કમાયો. ગામ લોકોનો માલ સસ્તાંમાં સસ્તી કિંમતે ખરીદી લે અને મોંઘામાં મોંઘી કિંમતે વેચે. પછી તો ગામ લોકોને પૈસા ધીરવા લાગ્યો. ગામ લોકો તો અભણ. પૈસા આપે થોડા અને ચોપડે લખે વધારે. વળી તે પર અંગુઠા પડાવી લે. આમ વાણિયો ખૂબ ફાવવા લાગ્યો.

આમ કરતાં કરતાં તે વાણિયાએ ગામ લોકોની જમીન પણ પચાવવા માંડી. આખા ગામને કંગાળ બનાવી તે મોટો શેઠિયો બન્યો. રંક દશામાંથી મોટો શેઠિયો ! સેંકડો રંક થયા એક શેઠ થયો.

દાજીભાઇ છી. પટેલ



# અંધારિયું અજવાળિયું

અંધારિયું આવે ત્યારે રાતે ખબજ અંધારૂં હોય છે. મને એ પખવાડિયું બીલકુલ ગમતું નથી. કાળી અંધારી રાત ! તેમાં અજવાળિયાની પેઠે ખેલવા કૂદવાની મઝા ન પડે. હરવા ફરવાનું પણ ન મળે. નાનાં છોકરાંને આનંદ કરવાનું મળતું નથી. અને તે વખતે એમ થાય છે કે અજવાળિયું ક્યારે આવે ?

અજવાળિયું આવે એટલે અંધારિયાને નાસી જવું પડે છે. બીજનો ચંદ્ર આકાશમાં ડોકિયું કરે છે, ત્યારે બધા માણસો આનંદમાં આવી જાય છે. અને બધા બીજનો ચંદ્ર જોવા આતુર રહે છે. બીજનો ચંદ્ર એ અજવાળિયાનો છડીદાર છે. રાજાનો છડીદાર રાજાની આગળ આગળ ચાલે અને બધાને કહે છે કે રાજા આવે છે, તેમ બીજનો ચંદ્ર બધાને કહે છે કે અજવાળિયું આવે છે.

બીજનો ચંદ્ર ધીરે ધીરે મોટો થાય છે અને થાળી જેવડો બને છે. ત્યારે તે કેટલો સરસ દેખાય છે! નાનાં છોકરાં તો ખૂબ આનંદમાં આવી જાય છે. બહેનો પણ આનંદમાં આવી જઈને ગરબા અને ગીતો ગાય છે. બધાને એમ થાય છે કે આ અજવાળિયું કાયમ રહેતું હોય તો કેટલું સરસ! પણ પૂનમ જાય અને પાછું અંધારિયું આવે. પૂનમનો ચાંદો જાય છે અને બધાનો આનંદ સાથે લેતો જાય છે.

મોરારભાઇ ના. પટેલ
ધો. ૬ ઠું

# સંયમરાજની રાજભક્તિ

દિલ્હીની ગાદી પર પૃથ્વીરાજ રાજ કરતો હતો. તે વખતે એક મહોવેનો રાજા હતો. તેના બે મોટા સરદારો હતા. એકનું નામ આલ્હા અને બીજાનું નામ ઉદેલ. તે સરદારો બહુ બળવાન હતા. પૃથ્વીરાજને મનમાં થયું, 'આ સરદારોને જીતવા જોઇએ.'

બન્ને વચ્ચે લડાઈ શરૂ થઇ. કાપાકાપી ચાલી. બાણોનો તો વરસાદ જ વરસી રહ્યો. કોઇનાં ડોકાં કપાય, તો કોઇનાં પેટ કપાય. કોઈના હાથ જુદા થાય, તો કોઇના પગ જુદા થાય. કોઇને

છાતીમાં ઘા લાગે, તો કોઇને માથામાં ઘા લાગે. એમ લડાઈ તો બરાબર ચાલી.

સાંજ પડવા આવી, એટલે લડાઇ બંધ થઇ. બધાં પોતપોતાને ત્યાં ગયાં. કોઇને ખબર નથી કે, પૃથ્વીરાજ કયાં પડયો છે? પૃથ્વીરાજ બેભાન થઇ મેદાનમાં પડેલો હતો. પાસે તેનો એક સરદાર પડેલો હતો. તેનું નામ સંયમરાજ હતું.

આકાશમાં કાગડા, ગીધ વગેરે પંખીઓ ઉડતાં. અને માંસ ખાવા બેભાન થયેલા પૃથ્વીરાજને ચાંચો મારતાં. સંયમરાજે જોયું કે, તેના રાજાને પંખીઓ ચાંચો મારે છે. સંયમરાજે ઉભો થવા પ્રયત્ન કર્યો પણ તરત ગબડી પડયો. એટલામાં તેને એક ઉપાય સૂઝયો. પાસે પડેલી એક તલવાર લીધી. અને પોતાના શરીરમાંથી માંસના લોચા કાપી કાપી નાખવા લાગ્યો. કાગડા, ગીધને થયું હશે કે 'લાવો, આ તાજા માંસના લોચા ખાઇએ.' કાગડા, ગીધ માંસ ખાતાં જાય અને પાછાં ઉડતાં જાય. સંયમરાજ

પોતાનું શરીર કાપી કાપી માંસ નાખતો જાય. એમ કરતાં કરતાં શરીર કાપી નાખ્યું. હવે મરવાની અણી ઉપર આવ્યો.

ચંદકવિ તે વખતે રણમેદાનમાં ફરતો હતો. તેણે એક માણસને માંસના લોચા નાખતો જોયો. એટલે તેની નજીક ગયો. અને જોયું તો એ સંયમરાજ હતો. ચંદકવિ બોલી ઉઠયો, ‘અરે! સંયમરાજ, આ શું કરે છે? પૃથ્વીરાજ તરફ હાથ લંબાવી તે બોલ્યો ‘પૃથ્વીરાજને સંભાળજે.’ આટલું કહેતાં તેની આંખો બિડાઇ ગઈ.

ગોવિંદભાઈ ના. પટેલ
ધો. ૪ થું

# ગામ સફાઈ

ગામ સફાઇ એ સારામાં સારી વસ્તુ છે. દરેકે પોતાનાં આંગણાં સાફ કરવાં જોઇએ. જે પૂંજો થાય તે બાળી મૂકવો જોઇએ. પોતાનું ગામ સાફ રહે એવું દરેકે ઇચ્છવું જોઇએ. કચરો હોય તો સાવરણો લઇને વાળવા નીકળી પડવું જોઇએ.

તા. ૨૬મી જાન્યુઆરીનો દિવસ હતો. તે દિવસ સ્વાતંત્ર્ય દીન તરીકે ઉજવવાનો હતો. શાળામાંથી પ્રભાતફેરી, કૂચ, સરઘસ વગેરે નીકળવાનું હતું. તે દિવસે અમારા ફળિયામાં કચરો હતો. શેરની* અંદર કાંટા પણ હતા. આગલે દિવસે સાંજે મારો વિચાર વાળવા જવાનો

*શેર એટલે સાંકડો રસ્તો.

હતો, પણ સાંજ પડી ગઇ હતી અને અંધારૂં ઘોર જામ્યું હતું. મેં વિચાર્યું સવારે જઇશ, પણ સવારે ઉઠયો ત્યારે અંધારૂં હતું. અને ધ્વજવંદન પછી કૂચમાં જવાનું હતું. એટલે હું નાહવામાં પડયો. એટલે વખત થઇ ગયો.

સરઘસ અમારા ફળિયાની શેરની અંદરથી ગયું. બધા કહેતા હતા, 'કે આ શેરમાં કેટલા કાંટા છે !' સરઘસ આખરે ફળિયાને નાકે ગયું. ત્યાં ખૂબ કચરો હતો. બધા કહેતા 'આ ફળિયામાં કેટલો બધો કચરો ! અમારા ફળિયામાં તો અમે સાફ કરીએ છીએ આ ફળિયાના લોકો કેવા ! પોતાનાં આંગણાં સાફ કરે, પણ રસ્તો વાળે નહિ, અને ગામને નાકે કચરો રાખે.

અમારા ગામની બહેનો અમને કહેવા લાગી, 'તમે અગાઉથી અમને કહ્યું હોત, તો અમે સાફ કરી નાખત.' મેં કહ્યું, 'તમારે જાતે સમજીને વાળવું જોઇએને !'

સરઘસ પછી અમે વાડીમાં મટોડું પૂરવાં

ગયા. મટોડું પૂરી રહ્યા પછી થોડી વાર અમે રમ્યા. ત્યાર પછી અમે બધા છોકરાઓ મળ્યા અને ગામ સફાઇ માટે તૈયાર થયા. અમે બધા તો પંઝેટી, સાવરણા અને ટોપલા લઇને નીકળી પડ્યા. પહેલાં શેર વાળી. વાળી વાળીને કાંટા કચરો ટોપલામાં લીધા. એમ કરતાં કરતાં છેવટે ગામને ઝાંપે ગયા. પંઝેટી વડે પૂંજાઓના ઢગલા કરવા માંડયા. મોટા મોટા સાત ઢગલા થયા. ઢગલાઓને અમે સળગાવ્યા. અમને જોઇને બીજા લોકો પણ આવતા હતા અને કંઇ કંઈ કરવા લાગતા હતા.

બધા ઢગલા સળગી રહ્યા પછી અમે ઘેર ગયા. મારી ઇચ્છા પૂરી થઈ. અને કામ પણ સારૂં થયું.

હીરાભાઇ ર. પટેલ
ધો: ૬ ઠું